# પ્રકાશકનું નિવેદન

પૂજ્ય દાદાસાહેબના ચિરમધુર જીવનની ઝાંખી કરાવતું આ નાનકડું પુસ્તક ગુજરાતનાં ભાઈબહેનો સમક્ષ મૂકતાં સંકોચ અને સંતોષ બન્નેનો અનુભવ થાય છે. સંકોચ એટલા માટે કે દાદાસાહેબ અમારા વડીલ આપ્તજન હતા અને છે, અને એમના જીવનનો આ સંક્ષિપ્ત પરિચય અમારે જ રજૂ કરવાનો પ્રસંગ આવ્યો છે; સંતોષ એ વાતનો છે કે આધુનિક ગુજરાતના એક મહાન ગુજરાતી-'મહા રાષ્ટ્રીય'-નેતાનો સાદ્યંત જીવનપરિચય ભલે આછોપાતળો પણ સહુ પ્રથમ વાર આ રીતે 'સન્નિષ્ઠ પ્રકાશન' દ્વારા આપી શકાય છે.

દાદાસાહેબનું જીવન ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચેના સેતુ જેવું, સંસ્કારમય અને સેવાપૂર્ણ, પશ્ચિમ ભારતને સમગ્ર ભારતના નકશામાં વધુ ઊજળું કરનારું, બલકે ભારતની પ્રતિમાને વિશ્વમાં વધુ તેજસ્વી અને ગૌરવવંતી કરનારું હતું. આવા એક સમર્થ સજ્જનનું કોઈ જીવન-ચરિત્ર આજ સુધી ગુજરાતમાં કોઈએ લખેલુ નથી કે પ્રગટ કર્યું નથી એ એક કમનસીબ હકીકત છે.

મહારાષ્ટ્રના શાંત, અભ્યાસી, ગાંધીવાદી લેખક કાર્યકર શ્રીયુત દા. ન. શિખરેએ મરાઠીમા 'स्वतंत्र भारताचे पहिले सभापति' એવા નામે દાદાસાહેબનુ ટૂંકું ને સરસ જીવનચરિત્ર ખાસ પરિશ્રમ ઉઠાવીને સને ૧૯૫૬મા જ—દાદાસાહેબના દુઃખદ અવસાન પછી આઠ મહિનામાં-લખ્યું અને પૂનાના પ્રકાશક 'धि टीचर्स आयडियल पब्लिशिंग हाउस लि.'એ તે પ્રગટ કર્યું શ્રી શિખરેએ આ પુસ્તક ચિત્રાત્મક અને રોચક શૈલીમા, મુખ્યત્વે યુવકવર્ગને ઉદ્દેશીને લખ્યું છે એમા ક્યાંક

નજીવા હકીકતદોષ જેવું અને ક્યારેક અતિશયોક્તિભર્યું કે કાવ્યમય લખાયું હોય તો તે ક્ષમ્ય ગણીને, મૂળ મરાઠીનો અક્ષરશઃ અનુવાદ શ્રી હીરાલાલ પો. શાહે કર્યો છે. શ્રી શિખરે, પ્રકાશક શ્રી ન. શ કુલકર્ણી અને અનુવાદક શ્રી શાહનો હાર્દિક આભાર! આ અનુવાદ તપાસવામાં અને મઠારવામાં અધ્યાપકો ડૉ. ઉપેન્દ્ર ર. ભટ્ટ તથા શ્રી હેમત દેસાઈએ કીમતી સલાહસૂચનો આપ્યાં છે અને પ્રૂફવાચનમાં પણ સહાય કરી છે તે બદલ તે બનેનો હૃદયપૂર્વક આભાર! પુસ્તક સમયસર પ્રગટ કરવાનું 'કુમાર' પ્રેસના સહુ સ્નેહીજનોની તત્પરતાથી શક્ય બન્યું છે.

દાદાસાહેબના એક મિત્ર અને સહકાર્યકર મુ. શ્રી. કુબેરદાસભાઈ મોદીએ આ ચરિત્ર પ્રગટ કરવા સારુ 'સમિંડ પ્રકાશન'ને ઉદાર અને સમયસર નાણાંકીય સહાય કરી છે તે બદલ તેમનો ખૂબ ખૂબ આભાર.

ગુજરાતનાં અને ગુજરાતી જાણતા સહુ ભાઈબહેનો આ પ્રકાશનને આવકારશે એવી ઉમેદ છે. વિશેષતઃ આપણી ઊછરતી પેઢીને ગુજરાતના આ વિશિષ્ટ પુત્ર અને લોકસેવકની જીવનસૌરભ પ્રેરક અને માર્ગદર્શક નીવડશે તો આ અલ્પ પ્રયાસ ઘણો ઉપકારક બની રહેશે.

પૂર્ણિમા પુ. માવળંકર

'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ ૬
દેવદિવાળી, તા. ૧૭ નવેમ્બર ૧૯૬૭

# લેખકનો લલકાર

ગંગા કાશીમાં જ જોવી, તાજમહેલ પૂર્ણિમાની ચાંદનીમાં જ જોવો, પંઢરપુરનો વિઠોબા અષાઢની યાત્રામાં માણવો, વક્તા વ્યાસપીઠ પર, રાજા સિંહાસન પર અને સેનાપતિ રણમેદાન પર જોવો, તે જ રીતે દાદાસાહેબ લોકસભામાં અધ્યક્ષનું કાર્ય કરતી વખતે ચમકતા દેખાતા અને આદર તથા પૂજ્યભાવ ઉત્પન્ન કરતા

એ બધું સાચું, પણ એક 'વ્યક્તિ' એ દૃષ્ટિથી પણ તેમનું જીવન મધુર, નિર્મળ અને સફળ હતું, બલકે શ્રી દેવદાસ ગાંધીએ કહ્યા પ્રમાણે, 'દાદાસાહેબ બિલકુલ સામાન્ય ઢબનું જીવન પસાર કરતાંની સાથે પોતાના મહાન વ્યક્તિત્વને ઢાંકેલું રાખે છે'

મ્યાનમાં છુપાયેલી તલવાર પ્રમાણે, દાદાસાહેબનું અસામાન્યપણું, સામાન્યપણામાં છુપાયેલું પડ્યું હતું એ પિતામાં માતૃહૃદય સમાયેલું હતું, અને, પ્રસંગ પડ્યે શિક્ષકની જેમ કડક થનાર માવળંકર, મિત્રની જેમ પ્રેમાળ હતા દિલ્હીની લોકસભાના તો તેઓ જેમ ઉગ્ર સ્વામી તેમ જ નમ્ર સેવક તરીકે પણ વર્તતા

દસ વર્ષ પહેલાનો એ પ્રસંગ મને યાદ આવે છે મારા પુસ્તક 'ગાંધી'-જીવનકથા માટે પ્રસ્તાવના લખી આપીને એમણે મને ઋણી બનાવ્યો હતો મેં દાદાસાહેબને મારે ઘેર નોતર્યા હતા મારા દસ વીસ સાથીદારો ભેગા થયા હતા તે વખતે તેમણે કહેલું 'મારી પાછળ જે રાજ તેજ છે તે ભૂલી જઈને તમારે બધાએ મારી સાથે વર્તવું 'માણસ' એ દૃષ્ટિથી મારી તરફ જોશો—સ્પીકર તરીકે નહીં'

'सावधपणे ज्याला त्याला भेटि धावीं' [સાવધાનીથી જેને તેને મળવુ] એવો *શ્રીસમર્થનો આદેશ દાદાસાહેબ હમેશ અમલમા મૂકતા* તેઓ પૂના આવે કે, કેટકેટલા નાનામોટા લોકોને તેઓ પોતે થઈને એમના સહુના ઘેર જઇને મળતા, એમની પૂછપરછ કરતા અને ઉત્સાહ તથા પ્રસન્નતાનુ છત્ર રચી દેતા એક વાર દાદર સ્ટેશન પર તેઓ આગગાડીમાથી ઊતરીને મોટરમા બેસવા નીકળ્યા, પણ—

'ભાઈ, થોભો તો!'

એવુ ડ્રાઈવરને કહીને તેઓ પાછા પ્લૅટફૉર્મ પર ગયા અને ત્યા દર વખતે મળનારા હમાલના ખબરઅતર પૂછી આવ્યા! આવો 'ગાઢ સ્નેહ' એમણે સેંકડો નાના મોટા લોકોમા પેદા કર્યો હતો ખાદીની જ પણ સ્વચ્છ–સફેદ પહેરવેશવાળી, હિમધવલકાંતિભરી, દાદાસાહેબની સદા સસ્મિત મૂર્તિ દિલ્હીની લોકસભામા તો દીપસ્તંભની જેમ માર્ગદર્શન કરતી જ હતી, પણ કેટલાયે સામાન્ય જીવોના જીવનમા પણ આશાનો અને આનદનો પ્રકાશ પાથરતી હતી

'राष्ट्र-नायक नेहरु', ચરિત્ર લખતા પહેલા હું દિલ્હી ગયો હતો ત્યારે, દાદાસાહેબની મુલાકાતે હું બે ત્રણ વાર ગયેલો એ વખતની એમની વર્તણુક કેટલી આસ્થાભરી અને આત્મીયતાવાળી હતી! કેવળ ઉમરની બાબતમા જ નહીં, પણ સત્તા અને સંપદા, કર્તવ્ય અને કીર્તિ, સેવા અને સન્માન એ બધી જ બાબતોમા તેમના મારા વચ્ચે 'જમીન આસ્માન' જેટલું અતર હતુ, પણ એ અતર એમણે અણુમાત્ર અને ક્ષણમાત્ર પણ મને જણાવા દીધું નહીં

એમનું નિવાસસ્થાન જે '૨૦, અકબર રોડ' પર હતુ ત્યાથી પાછા ફરવા માટે, સાંજના સમયે મોટર મળવી મુશ્કેલ પગે ચાલીને જઈએ તો રસ્તો અજાણ્યુ, રસ્તા વિષે કોઈને પૂછવા જઈએ તો માર્ગમા કોઈ રાહદારી મળે એવી શક્યતા ઓછી પણ આવી મુશ્કેલીઓ વિષે શુ બોલી

બતાવવાનુ હોય, વારુ? પરતુ, ન બોલાયેલા એવા બીજાના દુ ખો જાણી લેવાની કળા દાદાસાહેબ પાસે હતી. પહેલા દિવસે એમણે પોતે થઈને જ એમની પોતાની મોટરમા મને ઘેર પહોચાડ્યો; પણ તેનાથી યે વિશેષ આસ્થા બીજે દિવસે જોવા મળી. એ વખતે એમની મોટર બીજી તરફ ગઈ હતી એટલામા એક રાજ્યના એક નાયબ પ્રધાન એમની મુલાકાતે આવ્યા, તેઓ પાછા જવા નીકળ્યા ત્યારે દાદાસાહેબ એમને હળવે રહીને પૂછે છે: 'મારા આ મિત્રને એમને ઘેર પહોચાડવાની તસદી આપ લેશો કે?'

આખી જિંદગી દાદાસાહેબે બીજાઓને સુખી કરવા માટે મથામણ કરી, આયુષ્ય પૂરુ થયા પછી પણ તેઓ મને ઉપયોગી થઈ રહ્યા એ કેટલુ આશ્ચર્યકારક! 'स्वतत्र भारताचे पहिले सभापति' એ શીર્ષક હેઠળ એમનુ ચરિત્ર આ स्वातत्र्य सशापन माला મા પરોવાનુ, મેં પ્રથમથી જ નક્કી કર્યુ હતુ. એ માલામાનુ દરેક ચરિત્ર એ તે તે ચરિત્રનાયકના સરકારી ખાતાનો પરિચય કરાવી આપનારુ વાહન બને એવો મારો હેતુ. એને માટે, મરાઠીમા ઉપલબ્ધ નથી એવી માહિતી ભેગી કરવા સારુ મારે ઠીક ઠીક મહેનત કરવી પડી પણ દાદાસાહેબનો પરોપકારી સ્વભાવ મને અહીં ખૂબ ઉપયોગી નીવડચો પોતા વિષેની માહિતી એમણે એમને ઘેર શિસ્તથી, કાળજીપૂર્વક અને આસ્થા વડે વ્યવસ્થિત રાખી હતી, એ માહિતીનો મધપૂડો જ મારા હાથમા અનાયાસે અને હળવે રહીને આવ્યો પશ્ચિમના નેતાઓના ચરિત્રોના આવા હજારો સાધનો સાચવી રાખેલા હોય છે, પણ આપણે ત્યા એમનો સામાન્યપણે અભાવ જ! એમા અપવાદ દાદાસાહેબનો એમણે એમના 'સેવા કુટિર' મા પોતાના પત્રો અને વૃત્તપત્રો, પોતાની રોજનીશીઓ અને પોતાનુ આત્મવૃત્તાન્ત, પોતાના ગ્રથો અને પ્રવચનો, પોતાના કાર્યોના અને સસ્થાઓના અહેવાલો —એ બધી સાધન સામગ્રી સુવ્યવસ્થિત રાખી છે

અને મારુ નસીબ એવુ કે એ આખો ભડાર મારે માટે ખુલ્લો

કરી આપવાની ઉદારતા દાદાસાહેબના બને પુત્રોએ દાખવી સેવા સૌજન્ય આદિ ગુણસંપદાનો વારસો પણ દાદાસાહેબે પોતાના વશજોને વિપુલ પ્રમાણમા આપ્યો હોવાનુ મને જોવા મળ્યુ પ્રોફેસર પુરુષોત્તમભાઈ તો સવારથી રાત સુધી મને સહાય કરવા સારુ ઉત્સાહપૂર્વક તૈયાર રહેતા 'अनंत हस्ते पुरुषोत्तमाने देता किती घेशिल दो कराने' (અનત હાથો વડે પુરુષોત્તમ આપતા, તૂ બે હાથ વડે કેટલું લઈશ?) એવી જ મારી સ્થિતિ એમણે કરી મૂકી પત્રવ્યવહાર, રોજનીશીઓ, પુસ્તકો—એવા કેટલાંયે રત્ન માણિકોને તો હું સ્પર્શ પણ કરી ન શક્યો સર્વાંગપૂર્ણ સાધનસામગ્રી ભેગી કરીને, ઝીણીને દાદાસાહેબનું સંપૂર્ણ અને વિસ્તૃત ચરિત્ર લખવા માટે શ્રી પુરુષોત્તમભાઈ સર્વથા લાયક છે, અને પોતાનું આ પુત્રકર્તવ્ય તેઓ જલદીથી બજાવશે એવી મને ઉત્કટ આશા છે

જેલનિવાસ દરમિયાન દાદાસાહેબે ૧૯૨૩ની સાલ સુધીનું આત્મવૃત્તાત લખ્યુ છે એના જેટલું અધિકૃત ચરિત્ર સાધન બીજુ કયું હોઈ શકે? એનો ઉપયોગ મેં આ પુસ્તકમા સારા પ્રમાણમા કર્યો છે તે જ રીતે વકીલાતના એમના વ્યવસાય પર પ્રકાશ નાખનારુ 'My Life at the Bar નામનું એમનુ પુસ્તક, એમા એમનું જીવનવિષયક તત્ત્વજ્ઞાન પણ સમાઈ ગયું છે 'All light and no shade' એવી કટાક્ષયુક્ત ટીકા મુબાઈના 'Times' અખબારે એ પુસ્તક પર કરી એનો અર્થ હુ એવો જ સમજુ છુ કે, આપણા જીવનમૂલ્યો હજી 'ટાઈમ્સ'ની દૃષ્ટિની સીમા બહાર છે 'માનવતાના ઝરણા' પુસ્તકમા દાદાસાહેબે એમના જેલનિવાસમાના હૃદયસ્પર્શી અનુભવો નોધ્યા છે એના આધારે મેં એક સ્વતત્ર પ્રકરણ ૪ આ પુસ્તકમા આપ્યું છે ૧૯૨૮ની સાલથી એમણે સટીક અને સવિસ્તર રોજનીશીઓ લખવાનું શરૂ કર્યું અને જિંદગીની આખર સુધી એ ક્રમ ટકાવી રાખ્યો એમાના કેટલાક ઉતારાઓ 'कांही पाउलें' એ નામે બે ખડમા પ્રસિદ્ધ થયા છે એ જ પ્રમાણે એમણે

એમના 'વિલાયતના પ્રવાસ'ની હકીકત પણ સૂત્ર રૂપે એક પુસ્તકમાં પ્રસિદ્ધ કરી છે.

આ બધાં સાધનોનો પરામર્શ મેં અમદાવાદમાં યથાસમય મેળવ્યો. પણ એમના પત્રવ્યવહારનો પર્વત હું ચડી શકયો નહીં એ જ રીતે, એમની સાથે ગાઢ પરિચયમાં આવેલા શ્રીમંતો-વિદ્વાનોની મુલાકાતો લેવાનો અવસર મને સાંપડ્યો નહીં. અને લોકસભામાંનાં એમનાં ભાષણો-નિર્ણયોનો અભ્યાસ કરવાની તક પણ હું ઝડપી શકયો નહીં. અમદાવાદની નગરપાલિકા, ત્યાંની 'મજૂર મહાજન' સંસ્થા, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, ભારતી સાહિત્ય સંઘ વગેરે અનેક વિવિધ સંસ્થાઓનાં દફતરો-કાગળપત્ર હું જોઈ શકયો નહીં. તેમ છતાંયે, ભેગું કરી શકાય તેટલું સાહિત્ય મેં એકઠું કર્યું અને શક્ય તેટલું માહિતીપૂર્ણ, રસપૂર્ણ અને સંસ્કારક્ષમ એવું આ નાનકડું ચરિત્ર લખ્યું.

દાદાસાહેબ જેટલા મહારાષ્ટ્રના, તેટલા જ ગુજરાતના. એ વૈભવ એમના આ ચરિત્રગ્રંથને પણ મળ્યું. આનો ગુજરાતી અનુવાદ પણ ટૂંકમાં જ પ્રસિદ્ધ થનાર છે. 'સ્વાતંત્ર્ય-ઇતિહાસ-સંશોધન કાર્ય'માંના મારા એક સહકાર્યકર શ્રી. હીરાલાલ શાહ, એમ.એ., એલ્. એલ્. બી. એ ઉત્સાહથી અનુવાદનું કાર્ય માથે લીધું છે અને કુશળતાપૂર્વક પાર પાડયું છે. ગુજરાતી ભાઈબહેનોને એ સેવા પસંદ પડશે એવી મારી આશા છે.

સ્વતંત્ર ભારતનો વહીવટ લોકશાહી રીતે ચાલી રહ્યો છે. એ લોકશાહીનાં તત્ત્વો કયાં, રચના કેવી, લોકશાહીમાંના નાગરિકોના હક્કો કયા અને લોકશાહીમાંના નાગરિકોના ચૂંટેલા પ્રતિનિધિઓની ફરજો કઈ? —ઇત્યાદિ મૂળભૂત જ્ઞાન દરેક ભારતીયને સામાન્ય સપાટીએ તો હોવું જોઈએ. પણ એ જ્ઞાન ઇતિહાસ ભૂગોળની જેમ નિરસ પદ્ધતિથી આપ્યું તો નવયુવક એની દસ ગાઉ પાસે પણ જવાને રાજી રહેશે નહીં.

એના ઉકેલ તરીકે 'स्वातंत्र्य-संगोपान–माला' મેં શરૂ કરી છે. धि टीचर्स आयडियल पब्लिशिंग हाऊस लिमिटेडના સહકારથી આ

'માળા' ચાલી રહી છે સ્વતંત્ર ભારતની સરકારનું સુકાન જેમના હાથમા છે એમના ચરિત્રો વાર્તારૂપે આપવાના, અને તે આપતા આપતા પોતાના રાષ્ટ્રનો વહીવટ કેવી રીતે ચાલે છે એનો પરિચય કરાવી આપવાનો એવું સાકરમિશ્રિત સ્વરૂપ 'માળા'માના પુસ્તકોનુ છે 'માળા'નુ પહેલુ પુષ્પ 'पहिले पंतप्रधान' હતું, બીજુ પુષ્પ 'पहिले राष्ट्रपति' હતું અને ત્રીજુ પુષ્પ 'पहिले गृहमंत्रि' હતું આ ત્રણેય પુષ્પોનુ સ્વાગત વાચકવર્ગે અત્યંત એવુ સરસ કર્યું હવે 'માળા'ના ચોથા પુષ્પ તરીકે 'पहिले सभापति' પુસ્તક તરણુ વાચકોના હાથમા મૂકતા મને આનંદ થાય છે

લીની માટી અગર તપી ગયેલુ પોલાદ, એને જેમ ફાવે તેમ આકાર આપી શકાય છે, તેમ જ તરુણ મન ઉપર ઇષ્ટ એવા સરકારો ઘડી શકાય છે માધ્યમિક શાળાઓના નવમા દસમા ધોરણોના વિદ્યાર્થીઓના કુમળા મન સંસ્કારક્ષમ હોય છે એ મનનુ ઘડતર સરસ, સપ્રમાણ થવા વાસ્તે ઉદાત્ત ગુણોથી ઉજ્જવળ બનેલા ચરિત્રો એમની નજર સમક્ષ સુકાતા રહેવા જોઈએ દાદાસાહેબ માવળંકરનુ જીવન તરણુ પેઢીને ચારિત્ર્યશીલ કરવા માટે સમર્થ ઠરશે એવા વિશ્વાસથી અને ખયાલથી જ આ પુસ્તક મેં લખ્યું છે .

'महात्मा' માસિક કાર્યાલય, દા. ન. શિખરે
નારાયણ, પૂના ૨
તા ૨ ઑક્ટોબર ૧૯૫૬

*

ક્રમ



*



દાદાસાહેબ માવળંકર

જન્મ.
તા ૨૭-૧૧-૧૮૮૮
વડોદરા

અવસાન
તા. ૨૭-૨-૧૯૫૬
અમદાવાદ

## ૧. પૂર્વજોનો વારસો

સાઠ વર્ષ પહેલાની શાળા! એની ઇમારત કેવી જૂની, ભણાવવાની પદ્ધતિ કેવી પુરાણી અને મહેતાજીની સજા કરવાની રીત પણ કેવી જૂની, ક્રૂર, જંગલી!!

પ્રાથમિક શાળાનો એક વિદ્યાર્થી વયમા હશે સાત આઠ વર્ષનો ફૂલની જેમ ખીલનારુ એનું મન! પક્ષીની જેમ સ્વચ્છંદપણે વિહરનારુ એનુ માનસ! હરણની જેમ ઠેકડા મારનારું નાચનારુ સ્ફૂર્તિવતુ એનુ શરીર!

અભ્યાસ અને શિસ્તના વાડામા તે હજુ પુરાયો નહોતો!

એક દિવસ એ વિદ્યાર્થી શાળામા જરા મોડો આવ્યો આવ્યો તો ખરો પરંતુ ગૃહકાર્ય કરી લાવ્યો નહોતો એની ખબર પડતા જ મહેતાજીને પગથી માથા સુધી ઝાળ લાગી તેમણે તાકીને જોયુ, અવાજ ઊંચે ચડાવ્યો અને પેલા અપરાધી બાળકને દબડાવીને પૂછ્યુ· 'બોલ, વખતસર કેમ ન આવ્યો? ગૃહકાર્ય કેમ નથી કર્યુ?'

બિચારું કુમળુ બાળક! થર થર ધ્રૂજવા લાગ્યું જાણે વાઘ આગળ સસલુ! તેના મોઢામાથી એકે શબ્દ નીકળે નહિ બાળક જેમ જેમ ગભરાવા માડ્યુ તેમ તેમ મહેતાજીના ગુસ્સાનો પારો ચડવા લાગ્યો—તે તાણી તાણીને બોલવા લાગ્યા—અને એકલા ધાટા પાડવાથી સતોષ ન થયો એટલે તેમણે એક ખાસ્સી લાબી નેતરની સોટી પોતાના હાથમા લીધી અને—

'કર બને હાથ ઊંચા,' એમ બરાડો પાડી લાકડાની એક પટ્ટી લાવ્યા એ પટ્ટી પેલા બાળકના બને હાથમા ઊંચે પકડાવી, અને પછી એ બાળકના વાસા ઉપર સોટીના સટાસટ ચાબખા મારવાની શરૂઆત કરી!

પેલું બિચારું બાળક સિસકારા બોલાવવા—ચીસો પાડવા લાગ્યું! એ નાનકડા જીવને શિક્ષકે રોગની જેમ ઝૂડી નાખ્યો જેલમાં ચોર બદમાશોને અગાઉ ફટકાની ક્રૂર સજા કરવામાં આવતી હતી તે પણ હવે તો બંધ થઈ છે, પરંતુ એવી સજા પેલા શિક્ષક મનસ્વી રીતે બાળકને કરતા હતા! વર્ગમાંના બધા જ બાળકો સૂનમૂન થઈ ગયા હતા

માત્ર પેલા બાળકે તરત જ નિશ્ચય કર્યો કે શાળાના ફરીથી પગ મૂકવો નહિ એ નિશ્ચયી બાળકનું નામ જ ગણેશ વાસુદેવ માવળંકર તેમનો જન્મ તા ૨૭ નવેમ્બર, ૧૮૮૮ને રોજ (કાર્તિક વદ ૮, સં ૧૯૪૫) વડોદરા મુકામે થયો હતો તેમના પિતાજી સને ૧૮૯૪ની સાલમાં ગુજરાતમાં ગોધરા મુકામે મામલતદાર તરીકે કામ કરતા હતા ત્યાંની પ્રાથમિક શાળામાં ૭ વર્ષની ઉંમરના ગણેશે ઉપર નો નિશ્ચય કર્યો હતો

'બાબા, હું શાળામાં ફરીથી જવાનો નથી' ડૂસકાં ભરતાં જ તેમણે કહ્યું

એ નિશ્ચયને વાસુદેવરાવે પણ ટેકો આપ્યો અને પેલું શાળાગૃહ—ખરું કે કારાગૃહ—ગણેશે વર્જ્ય લેખ્યું

ગુજરાતમાં શું કે મહારાષ્ટ્રમાં શું, એ સમયે મહેતાજીઓની શાળાઓ એવી જ હતી આજકાલની પ્રાથમિક શાળાઓની ઇમારતો રાજમહેલો જેવી સુંદર, ખેલવા કૂદવાના મેદાન ઉદ્યાનો જેવા ઉત્તમ અને કેળવણી રમત ગમત જેવી મઝેદાર હોય છે એને લીધે આજના પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને પહેલાંની કંઈ જ કલ્પના આવે તેમ નથી એનો ખ્યાલ મેળવવા માટે તો શ્રી હરિભાઉ આપ્ટેની મા નવલકથા જ વાંચવી જોઈએ

નિશ્ચયી સ્વભાવનો વારસો તો ગણેશને બાપદાદા તરફથી મળેલો હતો એમના પિતાજી, દાદા વગેરે પૂર્વજો દૃઢનિશ્ચયી અને મહત્ત્વાકાંક્ષી

હતા. તેઓ મૂળ તો માવળગેં નામના ગામના વતની રત્નાગિરિ જિલ્લામાં સંગમેશ્વર તાલુકામાં એ ગામ આવેલું છે. એ ગામના એ દેસાઈ. તેઓ સરદેસાઈ કહેવાતા. તે પરંપરાગત અટકને બદલે 'માવળંકર', એવી ગામના નામ પરથી યોજાયેલી અટક વાપરવાની કેટલાકે શરૂઆત કરેલી.

માવળકર—સરદેસાઈ કુટુંબનો આદિપુરુષ કોણ? શ્રી નૃસિંહ ભટ્ટજી સત્યવાદી. નૃસિંહ જેવો કડક સ્વભાવ અને તેના જેવી સત્યવાદી વૃત્તિ એમના વંશજોમાં ઊતરેલી હતી. સત્યનિષ્ઠા એ માવળંકર કુટુંબનો મોટો અને મૂલ્યવાન વારસો!

૧૮મા સૈકાના અંતિમ દિવસો! કોંકણના સાહસપ્રિય માવળંકર છેક ગુજરાતમાં ગયા. અગાઉ પેશ્વા પણ કોંકણમાંથી પૂના નહોતા ગયા? તેવી જ રીતે માવળકર ગુજરાતના બોરસદ મુકામે નોકરી કરવા લાગ્યા. બોરસદથી આ કુટુંબ સન ૧૮૦૦ની સાલમા અમદાવાદ આવ્યું.

ગણેશના વડદાદા એક ગામના તલાટી હતા. એ વખતે એમનો દર મહિને પગાર હતો ફક્ત સાત રૂપિયા. પણ એ તો નદીનો કેવળ આરંભ હતો. તે નાનો જ હોય. નદીનો પ્રવાહ જેમ જેમ આગળ વધે છે, ભેખડો ઉપરથી ભૂસકા મારે છે, ખડક અને પહાડ ફોડીને આગળ જાય છે તેમ તેમ તેને ઝરણાં મળે છે, વહેળા ભેટે છે, નાની નદીઓ આવીને તેમાં ભળે છે અને પછી? પેલી નદીનો પ્રવાહ ઉછાળા મારતો, મોજાં સ્વરૂપે ઠમતો-નાચતો સમુદ્રને જઈને ભેટે છે. તેવા જ પરાક્રમ અને ધૈર્યથી આ વડદાદા વધતા વધતા તલાટીથી રેવન્યુ કમિશનરની કચેરીમા દફ્તરદાર થયા અને માસિક સાતસો રૂપિયાનો પગાર મેળવવા લાગ્યા. ક્યા સાત રૂપિયા અને ક્યાં સાતસો રૂપિયા!

આ આમદાની સોગણી વધી એ કયા ગુણને પ્રતાપે? આનો ઉત્તર રેવન્યુ કમિશનરે જ આપ્યો છે એમણે પોતાના ઉપરીઓને જણાવ્યું હતુ: 'આ માવળકર એટલે ચારિત્ર્ય, પ્રામાણિકતા અને કર્તવ્યનિષ્ઠાના ભંડાર. તેમનામાં પરાક્રમ છે, ચાતુર્ય છે અને ઉદ્યોગશીલતા પણ છે.'

કેવો મૂલ્યવાન છે આ વારસો! પહેલાંના રાજવીઓ અને શ્રીમંતો પોતાનાં સંતાનોને ધનદોલત, જમીનજાગીર, ગાડીઘોડા, ઘરબંગલા વગેરે ભરણપોષણના સાધન આપી જતા. પરંતુ માવળંકરને વારસો મળ્યો હતો ઉપરની ગુણસંપત્તિનો.

પોતાની આ અણમોલ ગુણસંપત્તિ પારકી સરકારના ઉપયોગમાં આવે એ ગણેશના વડદાદાને પસંદ નહોતું. 'અંગ્રેજોની નોકરી એટલે હરામી' એવું તે કહેતા. તેમના પિતાજીએ આગ્રહ કર્યો છતાં પણ તેમણે એ બાબતમાં નમતુ આપેલું નહિ. ધનનો લોભ તેમણે દેખાડ્યો નહોતો. 'જ્ઞાનદાન જેવું બીજું એકે પવિત્ર કાર્ય નથી' એવી તેમની દૃઢ માન્યતા હતી તેમણે શિક્ષકની નોકરી સ્વીકારી. પહેલાં તો તે ખાનગી શાળામાં હતા. પાછળથી કોલ્હાપુરના છત્રપતિના શિક્ષક બન્યા. ત્રીજા શિવાજી મહારાજ તેમજ તેમના ભાઈ ચિમાસાહેબને તેઓ અંગ્રેજી શીખવવા લાગ્યા. શિક્ષક તરીકેનું તેમનું સાત્ત્વિક કામ શાંતિથી ચાલતું હતું પરંતુ —

પેલી ૧૮૫૭ની સાલ. આઝાદીનું યુદ્ધ શરૂ થયું, સિપાઈઓએ બળવાની ધજા ફરકાવી. ઉત્તર હિન્દુસ્તાનમાં ઉહાપોહ થયો! નાનાસાહેબ પેશ્વા, સેનાપતિ તાત્યા ટોપે, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ વગેરે શૂરવીરોએ બ્રિટિશ યુગનો અંત આણવાનો પ્રયત્ન કર્યો દેશભરમા દાવાનળ પ્રગટ્યો. તેની ઝાળ મહારાષ્ટ્રને પણ લાગી. કોલ્હાપુરમા પણ ક્રાંતિની ચિનગારીઓ ઊડી ચિમાસાહેબે આગેવાની લીધી કોણે આપ્યું હતું એમને ક્રાંતિનું શિક્ષણ?

કેશવરાવ માવળંકરે —એમના શિક્ષકે. એની અંગ્રેજ અધિકારીઓને ખબર પડી ઝપાટાબંધ તપાસ થઈ, અને કેશવરાવને સજા ફરમાવવામાં આવી —ફાંસીની!

હા એ સમયે સ્વરાજ્યનો ઉચ્ચાર કરનારને, સ્વતંત્રતાનુ નામ લેનારને, શિવાજી મહારાજનુ ચિત્ર રાખનારને, સ્વદેશીનાં ગીત લલકારનારને, દેહ જન્મટીપ ફાંસી, ફાંસે તે સજા નિર્મમપણે અંગ્રેજો કરતા હતા —પરમ ઈશ્વરની મહેરબાની!

કેશવરાવના ગળાફરતી નાખવામા આવેલી ફાંસીની એ દોરી અકસ્માત છૂટી ગઈ. વાઈસરૉયે તેમની ફાસીની સજા માફ કરી. પહેલેથી માવળકરને સમાજમા માન તો મળતુ હતુ. હવે તેમા આ દેશભક્તિથી ઉમેરો થયો. કોઈક તેમના દૃઢ નિશ્ચયની પ્રશસા કરવા લાગ્યા, તો કોઈ દેશભક્તિની વાહવાહ કરવા લાગ્યા. 'જુઓ તેમની સાદી રહેણીકરણી, જુઓ તેમની પ્રામાણિકતા, જુઓ તેમનુ દયાળુપણુ'—લોકો ઘેર ઘેર એવા ઉદ્ગારો આપવા માડ્યા.

આવા કેશવરાવના ચિરંજીવી વાસુદેવરાવ પણ તેમના જેવા જ ગુણવાન તેમનો જન્મ ૧૮૬૫ની સાલમા થયો. ૨૪મે વર્ષે તેઓ એલ એલ બી. થયા મરાઠી સાહિત્યનો તેમને ખૂબ વ્યાસગ હતો ગોધરામા સબજજ તરીકે તે ગયેલા. ત્યા હતા તે દરમિયાન ગુજરાતી પ્રાથમિક શાળામા અગાઉ જણાવેલો પ્રસંગ બનવા પામ્યો હતો. ૧૮૯૬ની સાલમા તેમની બદલી ઠોકણમા થઈ. મહાડથી દેવરૂખ અને ત્યાથી રાજાપુર ખાતે તેમની બદલી થયેલી.

દિવાળીના દિવસો: કેવા આનદ અને ઉલ્લાસના એ દિવસો! એવી જ મન સ્થિતિમા માવળકર કુટુબ ગોધરાથી મહાડ તરફ જવા નીકળ્યુ આગબોટનો એ પ્રથમ પ્રવાસ આઠ વર્ષના ગણેશને ખૂબ આનદદાયક લાગેલો ઉપર ભૂરુ આકાશ ને નીચે ભૂરા પાણી પવન ફૂકાય, વહાણ પાણી કાપતુ ચાલે—કેવી મજા! કયા યે જમીન નહિ, ગામ નહિ, ઘર નહિ—એકદમ નિરાળી જ સૃષ્ટિ!

સમુદ્રની લીલા જોવામા ગણેશ તલ્લીન થઈ ગયો હતો પાણીના વાકાચૂકા ભાગી ભૂક્કો થતા મોજાની રમત નીરખવામા એ મશગૂલ થઈ ગયો હતો. વચમા એકાદ મોજુ ઊછળે તે રૂપાના થાળલાની જેમ ચમકી ઊઠે! તેમા કઈક માછલા આડાઅવળા કૂદકા મારી, એમના ચાદી જેવા સફેદ ચમકતા ભીંગડાવાળા પેટ દેખાડતા તે જોવાની ગણેશને કેવી મઝા પડતી હતી! પરતુ એટલામા—

'તોફાન! તોફાન!' એવી બૂમો વહાણ ઉપર પડી. સમુદ્ર ખળભળ્યો! દરિયાનું રૂપ પલટાયું. સાથી હતો તે વેરી બન્યો. ઉદર સાથે ખેલનાર સિંહ પોતાનો પંજો ઉગામવા લાગ્યો, જોરશોરથી ગર્જના કરવા લાગ્યો. વહાણ જેમ ઊંચેનીચે થવા લાગ્યું તેમ ઉતારુઓના જીવ પણ ઊંચેનીચે થવા લાગ્યા.

'હવે વહાણ ડૂબવાનું! આપણે બધાં રસાતાળમાં જવાનાં' —આ કરચી સ્ત્રીબાળકો રોકકળ કરવા લાગ્યાં. મૃત્યુનો ભય કોને નથી લાગતો? પરંતુ સમુદ્ર ખેડનાર ખલાસીઓએ તો દરિયાને પારણામાં પડી હીંચોળેલો હતો! તે ડગ્યા નહિ. તેમણે પોતાનું વહાણ મદ્રાસ સુખરૂપ પહોંચાડયું.

મદ્રાસમાં ગણેશ બગડી પહેલા ધોરણમાં ઉત્તીર્ણ થયો. તેમાં તેનો ઊંચો ક્રમાંક આવ્યો એટલે તેને સૉક્રેટિસનું જીવનચરિત્ર ભેટ મળ્યું. સત્યને ખાતર મૃત્યુને પણ ભેટનાર સૉક્રેટિસનું એ જીવનચરિત્ર ગણેશે જીવનભર જતન કરીને રાખેલું.

ગણેશ નવ વર્ષનો થયો. અમદાવાદમાં તેને જનોઈ આપવામાં આવેલી ત્યારે મોટો ઉત્સવ થયેલો. જજના પુત્રની જનોઈનો પ્રસંગ હતો. વાજાં વાગ્યાં, જમણવારો થયા. આતશબાજીનો ઝગમગાટ થયો. પિતાજીએ ખૂબ ઉમંગથી ગણેશને મખમલનો પોશાક તૈયાર કરાવી આપ્યો. અને એની ઉપર જરીનું ભરતકામ, જાંબુડી કોટ અને જાંબુડી રંગનું પાટલૂન પહેર્યાં, ત્યારે ગણેશ રાજકુંવર જેવો શોભવા લાગ્યો. માતાએ એના ઓવારણાં લીધાં!

બીજે વર્ષે વાસુદેવરાવની બદલી દેવરૂખ ખાતે થઈ. બદલી કહી એટલે સામાનની હેરફેર. સરસામાનથી લાદેલી આઠ બળદગાડીઓ ધુસરા વગાડતી ચાલી. દેવરૂખમાં ગણેશે ચાર વર્ષ સુધી શિક્ષણ મેળવ્યું. અંગ્રેજી ત્રીજી સુધી તેણે મજલ કાપી. શાળામાં અભ્યાસ કરતાં કરતાં તે ખેતરોમાં પણ ખેલવા જતો. કોંકણનો મુખ્ય પાક ચોખાનો. માથે

'ઇરલે' (કોંકણની છત્રી) મૂકીને, ઘૂંટણભર કીચડમાં, ડાંગરની લણણી કરવાનીગણેશ નેમઝા પડતી. કુદરત કેવો શિક્ષક છે! કુદરતની જેમ જ સમાજ પણ! તે વખતે પૂનામાં લોકમાન્ય ટિળકે સાર્વજનિક ગણેશોત્સવ શરૂ કર્યો હતો તેનો પ્રસાર છેક કોંકણ સુધી થયો હતો. દેવરૂખના ગણેશોત્સવમા ગણેશે સાર્વજનિક સેવાના શ્રીગણેશ ઘૂંટ્યા!

એ જમાનો કેવો વિલક્ષણ હતો! શિક્ષણક્ષેત્રમાં અધકાર! રાજકીય ક્ષેત્રમાં અધકાર! એવુ જ સામાજિક ક્ષેત્રમાં પણ! એ વખતના કેટલાક રીતરિવાજો સાભળીને આજે કોઈને પણ હસવુ આવે—તે સાચા સુધ્ધા ન મનાય.

ગણેશ માવળકરના ઘર પાસે એક નાનો છોકરો રહેતો હતો. એનું નામ નરસૂ સાને. એક દિવસ તેના પિતાએ લાકડી વડે એને સટાક સટાક ફટકાર્યો. કેમ? કયો અપરાધ કર્યો હતો એણે?

અગ્રેજી શીખવાનો! તે ગણેશ પાસે ચોરીછૂપીથી અગ્રેજી શીખતો. પોતાના જેવાં બાળકો અગ્રેજી શાળામાં 'યસ્ ફ્યસ્' કરે છે એ વાતનુ એને કૌતુક થયું અગ્રેજી શાળામા પોતે પણ જાય એવી સહજ ઇચ્છા એને થઈ આવેલી પરતુ અગ્રેજો તો મ્લેચ્છ! તેમની ભાષા જીવ જાય તો પણ શીખવી નહિ એવા સુગાળ નરસૂના બાપા. ગોરા લોકોના પૈસા સુધ્ધાને અગાઉ કેટલાક લોકો અડકતા નહોતા. 'ગુરુચરિત્ર'ની પોથી પણ જો તે ઘીની શાહીથી છાપેલી હોય તો જ વાચવાની, એવી ધાર્મિક માન્યતા તેઓની હતી. શાળામા ગયા એટલે આભડછેટ લાગી જ શાળામાથી પાછા આવ્યા એટલે શરીર ઉપરના કપડા કાઢી જુદી પેટીમા રાખવા પડતા

એક વખત મધ્યાહ્‍ને શુ બન્યું? શાળામાથી ગણેશ પાછો ઘેર આવી રહ્યો હતો. સાથે શાળાના બીજા છોકરાઓ પણ હતા. શાળા છૂટ્યાના આનદમા બાળકો ઘેર જવાની ઉત્સુકતા અને હર્ષાવેશમા ગપ્પા મારતા અને ઠેકડા મારતા ચાલતા હતા. એવામાં —

'ભાગો! ભાગો!' એની એક બૂમ પડી અને પેલા છોકરાઓ નાસ પણ ખરા ગણેશથી દૂર જઈ તાળીઓ પાડતાં તે મોટેથી બોલવા લાગ્યા· 'અભડાયો! માવળકર અભડાયો!'

સામે જુએ છે તો ફાટ્યતૂટ્યા કપડા પહેરેલો એક હરિજન આવતો ગણેશની નજરે પડ્યો તે હતો ૧૫-૨૦ ફૂટને અન્તરે, પરન્તુ મધ્યાટાણે પડછાયા લાંબા પડતા હોય છે ને! પેલા હરિજનનો પડછાયો ગણેશના શરીર ઉપર પડેલો બસ, થયું એટલાથી તો તે અભડાઈ ગયો! તે આભડછેટ પોતાને લાગે નહિ એટલા ખાતર સાથેના છોકરાઓ દૂર નાસી ગયેલા આવી અસામાજિક માન્યતા કેવળ બાળકોમા જ નહિ, પરન્તુ મોટેરામા પણ હતી મહર્ષિ અણ્ણાસાહેબ કર્વે કેવા મહાન છે— વય, જ્ઞાન અને સેવાની દૃષ્ટિએ! એમની મોટાઈ સર્વ વાતમા પાગરેલી છે પરન્તુ રૂઢિના પડળ જેઓની આખોને વળગેલા છે તેમને તેમના વિષે શુ લાગતું? કર્વેએ પુનર્વિવાહ કર્યો એટલે ભ્રષ્ટાચાર રેલા યો અને ધર્મ ડુબાડ્યો, એવુ કેટલાક લોકોને લાગતું એક વખત કર્વે કોકણમા પોતાને વતન ગયેલા ત્યા તેમને બેસવા માટે બળદગાડી ન મળે, રહેવા માટે પોતાના ઘરમા દાખલ થવા ન મળે, એટલું જ નહિ પણ તદ્દન નિકટના સગા એમને પગતમા સાથે ન જમાડે, પાસે સુધ્ધા બેસે નહિ!

પણ વાસુદેવ ાવ વિચારવત હતા, હિંમતવાન હતા તે જ્યારે દેવરૂખમા મુનસફ હતા ત્યારે કર્વે ત્યા ગયેલા વાસુદેવરાવે તેમને પોતાને ઘેર આગ્રહ અને આદરથી બોલાવેલા એટલુ જ નહિ પણ જમવા નોતરેલા કેટલાક મોટા માણસોને પણ એમણે જમવા નોતર્યા હતા, પરન્તુ તે પગતમા કર્વેની પતરાળી મૂકવામા આવી નહોતી! ન્યાયાધીશ પણ ન્યાય ન કરી શક્યા! ભ્રામક સમજૂતીથી અધ બનેલા સમાજનું વર્ચસ એવુ જબરજસ્ત હતું!

વાસુદેવરાવ અણીશુદ્ધ ન્યાયાધીશ હતા રાતે બે વાગ્યા સુધી

તેઓ જાગતા, અને દીવીની બાજુએ વાટ પેટાવી કેસના કામના કાગળપત્રો ઝીણવટપૂર્વક જોઈ-તપાસી ચુકાદો એટલો કાળજીપૂર્વક લખતા કે કોઈ એની ઉપર અપીલમાં જાય તોયે તેમના હુકમમાં ફેરબદલો થતો નહિ. તેમની કર્તવ્યનિષ્ઠા ગણેશના બાલ મન ઉપર સહજ રીતે જ અંકિત થઈ ગયેલી રોજ સંધ્યાકાળે તેમના ઘરમાં ગામના વિદ્વાન લોકો એકઠા થતા. ભાતભાતના વિષયો ઉપર ચર્ચા ચાલે તે દૂર ઊભા રહીને સાંભળવાની ગણેશને મઝા પડતી પરિણામે તેના મનનુ ઘડતર સહજ રીતે થતું હતું

વાસુદેવરાવ સ્વાભિમાની હતા. તેઓ પોતાના તમામ ખાનગી કાગળો મોડી લિપિમા લખતા જરા અંગ્રેજી આવડયું કે ભાંગીતૂટી ભાષામાં અંગ્રેજી પત્ર લખવાની ફૅશન હજી હમણાં સુધી પ્રચલિત હતી પણ વાસુદેવરાવ તેનો ભોગ બનેલા નહિ. આના સંસ્કાર પણ ગણેશના મન ઉપર પડ્યા હતા.

વાસુદેવરાવ અંતઃકરણના કોમળ અને સ્વભાવના ઉદાર હતા. ૧૯૦૦ની સાલમાં તેઓ રાજાપુર ગયા. જ્યારે ત્યાં જવા નીકળ્યા ત્યારે દેવરૂખના વકીલોએ તેમના માનમાં ભોજન આપેલું અને દમામપૂર્વક વિદાય-સમારંભ યોજેલો. માણસોનાં મન જીતી લેવાની કળા ગણેશના જીવનમાં આપોઆપ ઊતરી આવેલી.

ગુજરાતમા એક વખત દુકાળ પડયો. તે વખતે વાસુદેવરાવે પોતાના ઇનામી ગામમાથી મળતુ ત્રણ હજાર રૂપિયાનું વાર્ષિક મહેસૂલ તો છોડી જ દીધુ, પણ સાથોસાથ પોતાના અંગત દસ હજાર રૂપિયા ખરચી દુકાળગ્રસ્ત લોકોને અન્ન અને વસ્ત્રની છૂટે હાથે મદદ કરી હતી દામાજી પતની પરંપરા વાસુદેવરાવ જેવા ઉદાર માનવી ચાલુ રાખતા આવ્યા છે. 'વડીલોપાર્જિત મિલકત એ તો આપણી પાસેની એક થાપણ છે. તેમાં બને તો આપણે વધારો કરવો પણ તેનો ઉપયોગ આપણા એશઆરામ માટે કરવાનો આપણને જરા પણ અધિકાર નથી' એવુ તેઓ માનતા. ટ્રસ્ટીપણાની આવી કલ્પના ગણેશના મન ઉપર પણ તેઓ ઠસાવતા.

મુંબાઈમાં સને ૧૮૮૫ની સાલમાં કૉંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે વાસુદેવરાવ સ્વયંસેવક તરીકે ગયા હતા. તે જમાનામાં સરકારી નોકરો માટે રાજકારણમાં એટલો પણ ભાગ લેવો એ જ એક સાહસ હતું. સને ૧૯૦૨માં અમદાવાદમાં કૉંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે વાસુદેવરાવે રૂ. ૧૫૦નો ફાળો આપેલો અને ગણેશને લઈને પોતે તેમાં હાજર રહેલા. કૉંગ્રેસના અધિવેશનની સાથોસાથ સ્વદેશી પ્રદર્શન ભરાયું હતું. તેનું ઉદ્‌ઘાટન વડોદરાના મહારાજા ગાયકવાડે કરેલું તે પ્રદર્શનમાં ચૌદ વર્ષનો ગણેશ પોતાના 'બાબા' સાથે ગયો હતો. તેવામાં લોકમાન્ય ટિળક આવ્યા. તેમનાં દર્શન તેને સહજ રીતે થયેલાં. પિતાજીએ તેને લોકમાન્યની મોટાઈ વિષે વાત કરી પછી જ્યારે કૉંગ્રેસના અધિવેશનમાં લોકમાન્ય પધાર્યા ત્યારે બધા લોકોએ તાળીઓ પાડી તેમનું સ્વાગત કર્યું અને માન આપ્યું હતું તે પણ ગણેશની બાળ આંખોએ જોયું.

વાસુદેવરાવ આવા સર્વાંગી, શુભ સંસ્કાર પોતાના બાળકના મન પર પાડી રહ્યા હતા. કેવળ શાળાનું પુસ્તકિયું જ્ઞાન એ જ સંપૂર્ણ શિક્ષણ છે એવું તેઓ માનતા નહોતા. પણ તેની ઉપેક્ષાયે તે કદી કરતા નહિ. તેમણે ગણેશ પાસે 'અમરકોશ' મોઢે કરાવડાવ્યો. તેવી જ રીતે ગીતાનો બારમો અધ્યાય પણ બાળપણમાં જ મોઢે કરાવી દીધેલો. સંસ્કૃત અને ગણિત એ બે વિષય ગણેશના વધારે સારા હતા. દેવરૂખની શાળામાં તેમનું સ્થાન બીજે નંબરે રહેતું. સને ૧૯૦૩માં ડાંકણથી ગુજરાતમાં ગયા પછી અમદાવાદની શહેરી શાળામાં પણ ગણેશની બુદ્ધિમત્તા ચમકી ઊઠી. અંગ્રેજી છઠ્ઠીની પરીક્ષામાં તેમનો પહેલો નંબર આવ્યો. બીજે વર્ષે નવેમ્બરમાં મૅટ્રિકની પરીક્ષા પણ પહેલે જ સપાટે પસાર કરી. ઊંચો નંબર ન આવ્યો એટલું જ.

વિદ્યા વડે મન, તેવી જ રીતે વ્યાયામથી શરીર મજબૂત કરવા વિષે વાસુદેવરાવ આગ્રહ રાખતા. મલખમ અને પટાબાજીની રમતમાં ગણેશે પ્રવીણતા મેળવી. પોતાના સંતાનનો સંપૂર્ણ વિકાસ થાય, એની

ચિંતા સેવનારા વાસુદેવરાવ એક આદર્શ પિતા હતા

પરતુ પિતાજીનું શિરછત્ર ગણેશને લાબો સમય મળ્યું નહિ તે સોળ વર્ષના થયા તેવામા વાસુદેવરાવ માદા પડ્યા રાજાપુરથી અમદાવાદ આવવા નીકળ્યા હતા ત્યા રસ્તામા મુંબાઈ ઊતર્યા—અને ત્યા જ તા ૧૧ નવેમ્બર, ૧૯૦૪ને રોજ મૃત્યુ પામ્યા તે વખતે તેમની વય ફક્ત ૩૯ વર્ષની હતી પ્રિન્સિપાલ આગરકર પણ એ જ ઉંમરે મૃત્યુ પામેલા પરતુ આટલી નાની વયમા પણ કેવા મહાન કાર્યો આવા માનવી કરી જાય છે!

ગણેશને પોતાના પિતાજી પ્રત્યે ખૂબ આદરભાવ હતો તેમના ઉપકાર તેમને જીવનભર યાદ આવતા આગળ જતા ગણેશપતે—દાદા-સાહેબે પોતાના એક પુત્રને એક ખાસ પ્રસગે એક પત્ર લખેલો તેમા પૂર્વજોના ઋણનો ઉલ્લેખ ભક્તિભાવપૂર્વક કરેલો છે એ પત્રમા દદાસાહેબ નિખાલસભાવે અને નિરહકારપણે લખે છે:

'સાચી શ્રીમતાઈ પૈસામા નથી, ચારિત્ર્ય અને સેવભાવમા છે; અને તે વારસો મને બાપદાદાઓએ સપૂર્ણપણે આપેલો છે એમ મને લાગે છે મેં એ જ મિલકત તમારે સૌને માટે ભરપૂર રાખી છે બાપદાદાની કીર્તિમા મેં ઉમેરો કર્યો છે અને આવતી પેઢી માટે ચારિત્ર્ય, સેવાભાવ તથા નિર્વ્યસની, ઉદ્યોગી, સાદું જીવન એ જ આદર્શ પ્રત્યક્ષ ઉદાહરણથી આપ્યો છે ઈશ્વરસ્મરણ અને સત્ય આચરણ એ ગુણો આપણા જીવનના પાયારૂપ છે'

## ૨. ધંધો પણ સેવા માટે જ

'આગળ શું?'—ચાર જ અક્ષર, પણ કેવા મુશ્કેલ! આ બે જ શબ્દોનો જવાબ આપવો ભલભલી વ્યક્તિઓને પણ અઘરો લાગે છે આ એક જ સવાલ મોટા મોટા રાષ્ટ્રોની મતિને મૂઝવી દે છે, ગતિને રૂંધે છે આયુષ્યના ઉંબરા પર ઊભો રહેલો પ્રત્યેક યુવક આ પ્રશ્નના વમળમા કેટલોય સમય ઘૂમરીઓ ખાય છે

મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી સને ૧૯૦૪મા ગણેશની સમક્ષ આ જ સવાલ આવીને ઊભો રહ્યો: 'આગળ શું?'

એ જ વર્ષે તેમના પિતાજી મૃત્યુ પામ્યા હતા તે તેમના એકના એક પુત્ર હતા ચારિત્ર્યમય જીવન, દૃઢનિશ્ચયની દોલત અને વિદ્યાવ્યાસંગનો વારસો તો ગણેશ માટે તે મૂકી ગયા હતા પરતુ તે ઉપરાંત પ્રામાણિક અને ધર્મનિષ્ઠ જીવન જીવીને આશરે એકાદ લાખ રૂપિયાની માયા પણ તેઓ પાછળ મૂકી ગયા હતા એટલે ગણેશના માતુશ્રી કહે: 'ઈશ્વર કૃપાએ આપણા ઘરની સ્થિતિ સારી છે; રોટલાની ચિંતા નથી તું બીજું કઈ ભણીશ નહિ કે કઈ ઉદ્યોગધંધો નહિ કરે તો ય મને નિરાંત છે'

પણ યુવાન ગણેશનું મન મહત્ત્વાકાંક્ષાથી થનગની રહ્યું હતુ તેને આગળ ભણવાની ભારે હોંશ હતી, મોટા થવાની ઇચ્છા હતી અને મોટા થવુ એટલે શું? ફક્ત ઢગલાબધ સંપત્તિ કમાવી એટલે મોટા થવું, અથવા તો કોઈ મોટો હોદ્દો કે સ્થાન મેળવવું એટલે મોટા થવું, એવુ તો ગણેશને ઊગતી વયમા પણ લાગતું નહોતુ તેની આંખો સમક્ષ પોતાના ભાવિ જીવનનુ જે ચિત્ર તરવરતુ હતુ તે તો —

'ચાલો, ચાલો ડૉક્ટર સાહેબ, મારે ઘેર ચાલો'

'ચાલો. હુ આ આવ્યો, જુઓ' એવુ કહી કપડા પહેરી, હાથમા દવાની ચામડાની બૅગ લઈ, ગરીબને ઘેર જઈએ છીએ, ત્યા બીમાર માણસને તપાસીએ છીએ અને તેને દવા તેમજ તેના સગવહાલાને હિંમત આપીએ છીએ, પણ તેને આપેલી ફી પાછી આપી જલદીથી

પાછા પોતાને દવાખાને જઈએ છીએ. અથવા તો—

'ટન્ ટન્ ટન્.'

ઘંટના ટકોરા વાગે છે અને પોતાના શરીર પર ઝભ્ભો ચડાવી, હાથમાં પુસ્તકોનો થોકડો લઈ કૉલેજના વર્ગમાં ઝડપથી પ્રવેશ કરીએ છીએ; ત્યારે બધા જ વિદ્યાર્થીઓ શાંત થઈ આપણી તરફ ટીકીને જુએ છે. કાન દઈ ને આપણો એકેએક શબ્દ સાંભળે છે અને આપણી વાણીના અખંડ પ્રવાહ દ્વારા આપણે જ્ઞાનદાન કરીએ છીએ—

એવા સુખસ્વપ્નો ગણેશનાં કલ્પનાચક્ષુ રોજ જુએ. કંઈ પણ લોકસેવા કરવી, જ્ઞાનોપાસના કરવી એવું તેમના મનનું વલણ હતું. સ્વસ્થ બેસીને ખાવું એવી પ્રમાદી ઇચ્છા તેમના મનને સ્પર્શતી સુધ્ધા નહિ. તેવી જ રીતે પાવડા ભરીને પૈસા એકઠા કરવા, એવીયે લાલસા તેમના મનમા ઊછળતી નહિ ખૂબ જ્ઞાન સંપાદન કરવુ અને જનતાની ખૂબ સેવા કરવી એ જ તેમની મનીષા.

એટલે ૧૯૦૫ની સાલમાં અમદાવાદની ગુજરાત કૉલેજમાં ગણેશપત દાખલ થયા. હાઈસ્કૂલમા અંગ્રેજી તેમજ સસ્કૃત વિષયોમા તેમને ઇનામો મળ્યા હતાં. કૉલેજની પહેલા વર્ષની પરીક્ષામા તે ત્રીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા તો પણ તેમને દર મહિને ૭ રૂપિયાની શિષ્યવૃત્તિ મળી. તે રકમનુ તેમણે શુ કર્યું? તળેગાવની 'સમર્થ વિદ્યાલય' નામની રાષ્ટ્રીય શાળાને તેમણે એ રકમ ભેટ તરીકે આપી દીધી. યુવાન કૉલેજવિદ્યાર્થીઓને કેટકેટલી ચીજવસ્તુઓની ઝંખના હોય છે! મોજશોખની વિવિધ વસ્તુઓ લેવા માટે કોઈ પણ વિદ્યાર્થીએ તે પૈસા ખરચી નાખ્યા હોત. અને તેમને રોકનાર પણ કોણ હતું? એ પૈસા તો તેમની કમાણીના હતા ને? પણ, ના ગણેશપને તો એ રકમનુ રાષ્ટ્રીય કાર્યમા દાન કર્યું. આમાં જ એમની મહાનતાનુ બીજ છે, અસામાન્યતાનુ રહસ્ય છે, આગળના સમગ્ર જીવનનુ તત્ત્વજ્ઞાન છે.

૧૯૦૬ની સાલમા ઈન્ટરની પરીક્ષામાં તે બીજા વર્ગમા યશસ્વી

રીતે ઉત્તીર્ણ થયા ગુજરાત કૉલેજમાં તેમનો નંબર પહેલો આ પો એથી કૉલેજના અધ્યાપકોએ તેમની પીઠ થાબડી શાબાશી આપી વિદ્યાર્થીઓએ તેમની પ્રશંસા કરી અને માતુશ્રીએ?

આનંદનાં આંસુ વહાવ્યાં! ગણેશપતે પોતાની દેવી તુલ્ય માતાને પ્રણામ કર્યા તેના મુખારવિંદ ઉપર છલકાતો આનંદ જોઈ તેમને પ્રત્યક્ષ સ્વર્ગ મળ્યા જેવો આનંદ થયો પિતાજી હયાત હોત તો તેમને કેવું ગૌરવ થાત—તેમણે કેવો આનંદ વ્યક્ત કર્યો હોત!

* * *

હવે બી.એ.માં કયા વિષયો લેવા?

ગણેશપતને અભિરુચિ હતી ઇતિહાસ, રાજકારણ અને સાહિત્યની ટેનિસનના મ પોનો તેમણે મનનપૂર્વક રસાસ્વાદ કર્યો હતો રેનૉલ્ડ્સની નવલકથાઓમાં તે યથેચ્છ રીતે વિહરતા હતા અને શૅરલૉક હોમ્સની રહસ્યકથાઓ વાચવામાં તેમને ખૂબ મજા પડતી હતી હરિભાઉ આપ્ટેની મરાઠી નવલકથાઓનું તો તેમને જબરું આકર્ષણ લાગ્યું હતું આવા સાહિત્યનો અભ્યાસ કરવાની તક બી.એ.ના વર્ગમાં તેમને સહેજે મળે તેમ હતી પરંતુ તેમણે તો પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર એ બે વિષયો લીધા કેમ વારુ?

એ જમાનો જ એવો હતો બ્રિટિશ સરકારે બંગાળના બે ભાગલા પાડ્યા હતા હિંદુ અને મુસલમાનોમાં ફાટફૂટ પાડવાની તે એક ચાલ હતી તે નિષ્ફળ બનાવવા બંગાળનો વિદ્યાર્થીવર્ગ સળવળી ઊઠ્યો ભણેલો વર્ગ ચળવળના મેદાનમાં ઊતર્યો અને જમીનદારોએ પણ તેમાં સાથ પુરાવ્યો મહારાષ્ટ્રે નાના ભાઈની જેમ બંગાળને ટેકો આપ્યો આખો ભારતદેશ અગ્નિતાપથી ધૂંધવાતો હતો—એક જ્વાળામુખી પર્વત બની ગયો હતો ૧૯૦૬ની કૉંગ્રેસના અધિવેશનમાં સ્વરાજ્ય સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણની ચતુ સૂત્રીની ઘોષણા થઈ સ્વદેશીનો પવન દેશભરમાં ફૂંકાવા માંડ્યો ગણેશપત બધા કપડાં સ્વદેશી જ વાપરતા રાજકીય સભાઓમાં હાજરી આપતા સ્ટુડન્ટસ બ્રધરહુડ નામની સંસ્થા ત્યારે સ્થપાઈ હતી

તેમાં પણ ભાગ લેતા. દર અઠવાડિયે બૌદ્ધિક વર્ગ ચાલતા તેમાં તેઓ ભાગ લેતા.

૧૯૦૭ની સાલમાં કૉંગ્રેસમાં મોટું તોફાન થયું. બુદ્ધિશાળી પણ વાનોડિયા મવાળોની મૂઠીમાંથી લડાયક અને ક્રિયાશીલ એવા જહાલ પક્ષના હાથમાં કૉંગ્રેસને સોંપવા માટે લોકમાન્ય ટિળક ઊભા થયા. બંને પક્ષો વચ્ચે ઝઘડો થયો, બૂમાબૂમ થઈ, મારામારી થઈ, લાકડીઓ ઊછળી, ખુરશીઓ ફેંકાઈ, જોડા ફેંકાયા; છેવટે પોલીસની લાઠીઓ પણ આવી પહોંચી. આ આખોય ક્રાંતિકારી પ્રસંગ ગણેશપંતે જાતે જોયો. સુરતના એ કૉંગ્રેસ અધિવેશનમાં તેઓ હાજર હતા. લોકમાન્ય ટિળકના ધૈર્ય માટે તેમને હાર્દિક માન ઊપજ્યું, અને પછીના વર્ષે તો તે માન બેવડાયું જ.

૧૯૦૮ની સાલમાં બ્રિટિશ સરકારથી લોકમાન્ય ટિળકનો વધતો જતો પ્રભાવ સાંખ્યો ન ગયો. એટલે તેમના ઉપર મુકદ્દમો ચલાવી ૭ વર્ષની કાળાપાણીની સજા ફટકારી. એ ખટલાના સમાચાર જાણવા અમદાવાદને ચોરેચૌટે હજારો લોક ટોળે મળતાં. ગણેશપંત એનો અક્ષરે-અક્ષર અહેવાલ વાંચતા અને રોમાંચ અનુભવતા. કોઈને પણ વકીલ તરીકે રોક્યા વિના, લોકમાન્યે પોતે પાંચ દિવસ —બાવીસ કલાક સુધી બચાવનું ભાષણ કરેલું તે વાંચીને તો તે આશ્ચર્યમુગ્ધ બન્યા. કેવું અલૌકિક મનોધૈર્ય! કેવું અસામાન્ય બુદ્ધિચાતુર્ય!

સૂર્ય તપ્યો એટલે ચરાચર ચીજવસ્તુઓ ઓછીવત્તી તપવાની જ. ગણેશપંતને પણ દેશસેવા કરવાની લાગણી વધારે પ્રમાણમાં થવા લાગી. તેમના કાકા બાબુરાવને અને એમના ત્રણ મિત્રોને નવ મહિનાની જેલની સજા થઈ હતી શા માટે? 'ટિળક મહારાજની જય' એમ ગણપતિ-વિસર્જનના સરઘસમાં બોલવા બદલ જ તો! એવો કપરો એ સમય હતો. ગણેશપંતને લાગે કે પોતે પણ સ્વદેશીનો પ્રચાર કરે અને પ્રસાર એટલે ફક્ત ભાષણબાજી નહિ 'ચર્ચા, ચર્ચા કેટલી કરવાની? શું કરવું છે તે એક વખત નક્કી કર્યા પછી તે મુજબ એકદમ કામે લાગી જવાનું' એવો તેમનો સ્વભાવ. નક્કર કાર્ય જ એમને પસંદ.

ગ્વદેશી ઉદ્યોગધધા કરતાં આવડે એટલા માટે તો તેમણે બી.એ માં પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર જેવા વિષયો પસંદ કરેલા. કૉલેજમા તેઓ ટેનિસ સરસ રમતા. વક્તૃત્વસભાના પણ તેઓ મંત્રી હતા.

બી.એ.નો અભ્યાસ તેમણે કાળજીપૂર્વક કર્યો દસ રૂપિયાની શિષ્યવૃત્તિ બે વર્ષ સુધી તેમને મળતી હતી ૧૯૦૮ના ડિસેમ્બરમા બી એ ની પરીક્ષામા બીજી શ્રેણીમા પોતાની કૉલેજમા બીજે નંબર મેળવીને તેઓ ઉત્તીર્ણ થયા પદાર્થવિજ્ઞાનમા તેમને એંશી ટકા ગુણ મળ્યા અને રસાયનશાસ્ત્રના પ્રયોગોમા? સો એ સો ટકા! આ યશ મળ્યો તેના સ ધનોમા તો કૉલેજની એક નાની સરખી ઓરડી. એ જ તેમની પ્રયોગશાળા! આખા વર્ષમા તેમને ફક્ત ૭ જ કાચ નળીઓ વાપરવા મળેલી '*क्रियासिद्धिः सत्त्वे भवति*' એ જ સાચુ પરીક્ષામા યશ મેળવ્યા બદલની બક્ષિસ રૂપે કૉલેજમા 'દક્ષિણા ફેલો' તરીકે તેમની એક વર્ષ માટે નિમણૂક થઈ એ કામ અધ્યાપકના જેવુ જ હતુ ઇન્ટરના વિદ્યાર્થીઓને તેઓ તર્કશાસ્ત્ર શીખવતા અને પદાર્થવિજ્ઞાનની પ્રયોગશાળામા પણ કામ કરતા. ડૉક્ટર નહિ તો અધ્યાપક થવાની તો તેમની તીવ્ર ઇચ્છા હતી.

પરતુ કેવુ કિસ્મત! 'માનવી ધારે છે કંઈક અને ઈશ્વર કરે છે કંઈક!' એવો અનુભવ તેમને થયો નહિ તો પૂનાની ફરગ્યુસન કૉલેજમાં વિજ્ઞાનના એક અધ્યાપક તરીકે ગણેશપતનુ આખુ જીવન વીત્યુ હોત આકાશમા પતગ ઉડાડવા માટે આપણા હાથમા દોર હોય છે એ ખરૂં; પણ પવનના ઝપાટાથી તેને કઈ ગતિ મળશે, એ કોણ કહી શકે? ટિટૅનિકથી માંડીને એંડ્રી ડોરિયા સુધીના મોટા પ્રચડ જહાજોને પણ કંઈક ને કંઈક અકસ્માત નડયા અને ગયા રસાતળમા! સમાજમા વિવિધ પરિબળોની સરવાળાબાદબાકીમાથી આપણે આપણા કર્તૃત્વનો આંકડો નક્કી કરવાનો હોય છે. માનવપ્રયત્નોને ખૂબ મર્યાદા હોય છે, નકામો અહકાર ન નાખવો જોઈએ. કેવળ નિસ્પૃહાગી ભાવે આપણી સમક્ષ આવે તે કર્તવ્ય ધીરજ અને ઉત્સાહથી કરતા રહેવુ જોઈએ 'કઈ પણ

થાય તોય વકીલાત કે સરકારી નોકરી તો કરવી જ નહિ' એવો ગણેશપતનો સંકલ્પ હતો. પરતુ એ જ એમને નસીબે આવીને ઊભા રહ્યાં!

અને આખરી નિર્ણય કરવાનો દિવસ આવી પહોંચ્યો. ગણેશપતે એમ એ. તરફ જવુ કે એલ એલ.બી તરફ, એનો છેવટનો નિર્ણય આજે કરવાનો હતો અમદાવાદમા ભદ્ર વિસ્તારમાં માવળંકર કુટુંબ ઘણા સમયથી રહે છે. તેમા ગણેશપતના માતુશ્રી, તેમના દાદાજી (માતાના પિતા) અને બીજાં કુટુંબજનો અને હિતેચ્છુઓ આજ એકઠા મળ્યા હતાં. ગણેશપતે પોતાની ઇચ્છા એક વખત બધાની સમક્ષ વ્યક્ત કરી ત્યારે —

માતુશ્રી: 'તેની ઇચ્છા મુજબ ન થઈ શકે? કૉલેજમા પ્રોફેસર બનશે તો કુટુંબનુ નામ કાઢશે!'

દાદાજી: 'છટ્! એ વાતમા કઈ માલ નથી. શાળા કૉલેજમાં ગયે શુ વળવાનુ? ફક્ત છોકરાં ચરાવવાનાં ના મળે સત્તા, નહિ માન, નહિ પૈસા નામાંકિત વકીલ થવુ અથવા તો એલ.એલ બી થઈ સીધા સરકારી નોકરીમા પેસી જવું. અને ન્યાયાધીશ બનવુ.'

માતુશ્રી: 'પણુ તે ન ફાવ્યુ તો?'

દાદાજી: 'કેમ ન ફાવે? તેના પિતા સરકારી નોકરીમા હતા, તેના દાદા સરકારી નોકરીમા હતા, અને તેના પિતામહ પણ સરકારી નોકરીમા જ હતા. એ બધાય કેવા યશસ્વ, કીર્તિવંત અને ધનવંત બન્યા હતા! કેવી પ્રતિષ્ઠા મળી હતી તેમને બધાને! કેટલા પૈસા કમાયા હતા તે! ગણુએ વકીલાતનો અભ્યાસ કરવો એ જ હિતકારક છે. તે જ તેણે કરવો જોઈએ. બીજુ કઈ નહિ'

બિચારા ગણેશપત! આટલા મોટા પદવીધર થયેલા, ફેલો તરીકે કામ કરેલુ! પરતુ તેમની ઇચ્છાની કદર કરનાર કોણ હતુ? તેમના બધી આશા-આકાંક્ષા પગ તળે કચડી દેવાઈ. પોતાના જીવન વિષેના તેમના મનોરથ ધૂળમા ભળ્યા. કારણ તેમની માતૃભક્તિ! તેની આગળ તેમણે પોતાની

મહત્ત્વાકાંક્ષાનું બલિદાન આપ્યું. માતુશ્રીનો શબ્દ ઉથાપવો નહિ, એ તેમનું જીવનવ્રત! તે માટે કોઈ પણ ત્યાગ કરવાની તેમની સદૈવ તૈયારી હતી. તેમણે પોતાના મનની હોંશને બાજુએ હડસેલી વકીલાતનો અણગમતો રાહ સ્વીકાર્યો. ૧૯૧૦ની સાલમાં કાયદાનો અભ્યાસ કરવા તેઓ મુંબાઈ ગયા.

મુંબાઈ ગયા તે એક રીતે સારું જ થયું. નહિ તો ગણેશપંત સરકારના સાણસામાં સપડાત. કારણ, ૧૯૧૦ના ડિસેમ્બરમા વાઈસરૉય લૉર્ડ મિન્ટો અમદાવાદ આવેલા તેમના વિષે પ્રજામાં અસંતોષ પ્રસરેલો હતો. પારકા બ્રિટિશ રાજ્ય માટે પ્રજાજનોમાં સંતાપ તો કાયમનો હોય જ પરંતુ તેમાંય જ્યારે સરકારી અમલદાર વર્ગ વધારે જુલમી કાર્યો કરે છે ત્યારે જનતા તેની ઉપર એકદમ ચિડાય છે. એ ચીડ કેવી રીતે વ્યક્ત થાય? સ્પષ્ટ લખવા બોલવાની તો બંધી હતી. એટલે તે ચીડની જ્વાળા અત્યાચારને સ્વરૂપે પ્રગટ થતી. અમદાવાદમાં વાઈસરૉય આવ્યા ત્યારે તેની ઉપર બૉમ્બ ફેંકવામાં આવ્યો. સરકાર ખળભળી ઊઠી. પોલીસ અમલદારો ભભરાયા. છૂપી પોલીસ દોડાદોડી કરવા લાગી. તેમણે ગણેશપંતની પણ તપાસ કરી, કારણ માવળંકર કુટુંબમાં ગળથૂથીમા જ દેશભક્તિ અપાતી હતી. ગણેશપંતના કાકા તો ટિળકભક્ત હતા. અને તે બદલ તેમને સજા પણ થઈ હતી. એટલે છૂપી પોલીસે ગણેશપંત વિષે બરોબર તપાસ કરી. પણ તે વખતે તેઓ મુંબાઈમાં હતા—અમદાવાદમાં નહિ એવી પોલીસને ખાતરી થઈ અને ગણેશપંત કાવતરાંની જાળમાથી છૂટયા.

ગણેશપંતની કર્તવ્યનિષ્ઠાની એ ખૂબી હતી કે વકીલાતનો અભ્યાસ જો કે તેમને પસંદ નહોતો, છતાં પણ એક વખત હાથમા લીધો એટલે તે ઝટ એકાગ્ર મને કરવાનુ તેમણે નક્કી કર્યું. અને એનું ફળ પણ પૂરેપૂરું મળ્યું. સને ૧૯૧૧માં એલ.એલ.બી.ની પરીક્ષા તેમણે પસાર કરી—પ્રથમ શ્રેણીમાં, અને પ્રથમ નંબરે! અત્યાર સુધી આવો તેજસ્વી યશ તેમને

પ્રાપ્ત થયો નહોતો. પણ આ પરીક્ષા માટે પરિશ્રમની પરાકાષ્ઠાને પણ તેમણે સ્પર્શ કરેલો. બીજે વર્ષે, ૧૯૧૨ની સાલમાં, બીજી એલ.એલ.બી ની પરીક્ષા તેમણે પસાર કરી અને તે પણ પ્રથમ શ્રેણીમાં જ!

રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્ર પ્રસાદ અથવા ગૃહ પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલની જેમ અધ્યક્ષ દાદાસાહેબ માવળંકરે પણ કાયદાની પરીક્ષામાં યશનું સર્વોચ્ચ શિખર સર કરેલું. અને રાજેન્દ્ર પ્રસાદની માફક દાદાસાહેબે પણ માનનીય ગોખલેના 'ભારત સેવક સમાજ'માં દાખલ થવાનું નક્કી કરેલું. તે માટે દાદાસાહેબ સાત-આઠ દિવસ ખાસ પૂના પણ ગયા હતા. પોતે શા માટે આવ્યા છે, એ કોઈને ન જણાવતાં તેમણે સંસ્થાનું ઝીણવટપૂર્વક અવલોકન કર્યું. તેના સભાસદ, તેની કાર્યપદ્ધતિ અને એકંદરે તેની અંદરનું વાતાવરણ, એ બધું તેમણે સૂક્ષ્મ નજરે જોઈ લીધું અને એમના મનને સંતોષ થયો.

'દેશસેવા કરવાનો આ જ ઉત્કૃષ્ટ માર્ગ' એવું તેમણે મનમાં નક્કી કર્યું. તે વખતે માનનીય ગોખલેની કીર્તિના ડંકા દેશભરમાં—બલ્કે દુનિયાભરમાં વાગતા હતા. તેમની સિદ્ધિ અને કીર્તિનો કળશ તે વખતે ચમકતો હતો. રાજદરબારમાં અને લોકસમુદાયમાં તેમની દેશભક્તિની, બુદ્ધિચાતુર્યની અને વકતૃત્વશક્તિની વાહ વાહ થતી હતી. ખાસ કરીને રાજકારણને નૈતિક ભૂમિકા આપવાનો તેમનો આગ્રહ ઉદાત્ત હતો—ગાંધીજી ઉપર પ્રભાવ પાડનારો હતો—અને રાજેન્દ્ર પ્રસાદ કે માવળંકર જેવા યુવાનોનાં મન જીતી લેનારો હતો.

દાદાસાહેબની મનોભૂમિમાં નીતિનો છોડ છેક બાળપણથી જ ફૂટેલો. મુંબાઈ જેવા મોજીલા શહેરમા કાયદા જેવા કુટિલ ધંધાનો અભ્યાસ કરતી વખતે પણ તેમણે નૈતિક નિશાને જરાયે ઝાખી થવા દીધેલી નહોતી. લૉ કૉલેજમા હાજરી પુરાવવાની સાદી વાત લો એલ્ફિન્સ્ટન કૉલેજના મકાનમા કાયદાના વર્ગો ચાલતા. પરતુ મોટા ભાગના વિદ્યાર્થીઓ પોતાની હાજરી પુરાવવાનું કામ બીજા વિદ્યાર્થીઓને સોપી રફુચક્કર થઈ જતા

અને પાસે આવેલા સમુદ્રની ખુલ્લી હવા ખાવા તથા તેનાં મોજાંની લીલા નિહાળવા ઍપોલો બંદર ઉપર જતા અને દૂર સમુદ્રની પીઠ પર ડોલતાં નાનમોટાં વહાણો જોતા.

છૂટે હાથે પૈસા ખર્ચી મુંબાઈની પૂરી મઝા માણવા જ તેઓ ત્યાં ગયા હતા ને! ફક્ત દાદાસાહેબ જ કર્તવ્યનિષ્ઠાથી વર્ગમાં બેસી ધ્યાન દઈ ને કાયદાનો અભ્યાસ કરતા — જાણે કોઈ મંદિરમાં બેસી તન્મયતાથી દેવની પૂજા કરતો ભક્ત જ! પોતાના લહેરીલાલા મિત્રોને દાદાસાહેબ કોઈક વખત ટોકતા પણ ખરા. પણ તેમનું કોણ સાંભળે! ઊલટા એ મનમોજીઓ તેમને જ સામી ચોપડાવતા: 'અરે, આ ઉંમર જ લહેર કરવાની છે! ચોપડામાં માથું ખોસી બેસી રહેનાર ખોચિયા નથી અમે! તમારા જેવા ધ્યેયવાદી એટલે મૂર્ખશિરોમણિ! તમે તમારે ફોડો પેલા 'હિન્દુ લૉ'ના પુસ્તક ઉપર તમારું માથું!'

'અરે, પણ તમે પરીક્ષામાં ઉત્તીર્ણ થશો કેવી રીતે? તમારા પિતાજીએ પૈસા ખર્ચી તમને અહીં મોકલ્યા છે શા માટે?' દાદાસાહેબ ગંભીરપણે પૂછતા. પણ તે મસ્તરામ વિદ્યાર્થીઓ હીહી-હીહી કરીને ઉત્તર આપતા: 'અરે, એમાં છે શું? નોટ્સની ચાર ચોપડીઓ લીધી કે ત્રણ મહિનામાં અભ્યાસ પૂરો, અને પરીક્ષામાં સડસડાટ પાસ!'

જેવી અભ્યાસ પ્રત્યે તેવી જ સાર બાદ ધંધા પ્રત્યે પણ દાદાસાહેબની દૃષ્ટિ પ્રામાણિકતાની હતી, કર્તવ્યનિષ્ઠાની હતી, સમાજસેવાની હતી. 'ખુબ જ સમ સમ,' એવું બોલતા જ અલીબાબાની રત્ન-માણેકની ગુફા ઊઘડતી તેમ વકીલાત અમાપ સંપત્તિ મેળવવાની શરૂઆત છે એ દૃષ્ટિએ તેઓ કદીયે વિચાર કરતા નહોતા. સમાજને નૈતિક ભૂમિકાએ મૂકવા યોગ્ય ન્યાય અપાવો જ જોઈએ અને એ ન્યાયની પ્રતિષ્ઠાને મદદ કરવાનું કામ એ વકીલનું કર્તવ્ય એવી તેમની દૃઢ માન્યતા હતી. સમાજના પ્રત્યેક ઘટકનું સંરક્ષણ થાય અને દરેકને પ્રામાણિકપણે જીવન જીવવાની તક મળે એવું ધ્યેય વકીલોનું જો હશે તો જ વકીલવર્ગ

સમાજના 'વધારેમાં વધારે લોકોનું અધિકમાં અધિક હિત' કરી શકશે એવો તેમને વિશ્વાસ હતો. ભલાંભોળાં સામાન્ય માણસોને લુચ્ચા અને લબાડ લોકો ફસાવી ન જાય અને ખાડામાં ન ઉતારે એ માટે વકીલોએ પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવો જોઈએ એવી તેમની આકાંક્ષા હતી. કોર્ટમાં તો કેવળ કાયદો જ ચાલે છે—નીતિ, ધર્મ, ન્યાય એ બધાંને મંદિર કે વિદ્યાલયમાં શોધો એવા મત ઘણા વકીલોનો હોય છે. પરંતુ દાદાસાહેબ તેઓમાંના નહોતા. તેમને તો વકીલાતનો ધંધો પણ સેવાનો, પ્રામાણિકતાનો અને ઉદાત્તપણાનો લાગતો.

ફક્ત કોર્ટની જ ઇમારતમા, કાયદાના શબ્દોના ચૂથણાં ચૂંથી, ટેકનિકલ મુદ્દા પર છટકબારીઓ શોધી, તેમાથી પોતાના અસીલોને છોડાવવા એટલુ જ વકીલનું કાર્યક્ષેત્ર છે એવું દાદાસાહેબ કદીયે માનતા નહિ. એક પક્ષના વકીલે આરોપીને પુરાવાની દોરી વડે જકડીને બાંધી લેવો અને બીજા પક્ષના વકીલે પોતાના ચાતુર્યથી તે બંધન છોડાવવુ એવી રમત એટલે વકીલાત એમ પણ તેઓ માનતા નહોતા. પરંતુ બંને પક્ષના વકીલોએ સત્યના દોર વડે કાયદાનો રવૈયો ફેરવી ન્યાયનું નવનીત કાઢવુ એ જ વકીલનુ કાર્ય સમજવુ. અદાલતની બહાર પણ સામાજિક સબંધો લક્ષમાં રાખી વકીલાત ચલાવવી એવા મતના તે હતા. ભાઈભાંડુ, બાપ-દીકરા, પતિપત્ની, એવા સંબંધોમા વૈર જાગે તો તે નાબૂદ કરવા માટે સહિષ્ણુતાનો અને સહકારનો, વિશ્વાસનો અને ક્ષમાવૃત્તિનો, આપલેનો અને માનવપ્રેમનો ઉપદેશ જાણીતા વકીલવર્ગે કરવો જોઈએ એવી તેમની અપેક્ષા હતી. વકીલની ભૂમિકા તો 'સમાજના સાચા સલાહકાર'ની છે એમ તેઓ માનતા. ખોટા-ખરા બનાવટી સાક્ષી વડે, ચોરી-લબાડવેડા કરી, ભ્રામક યુક્તિવાદ રચી, પ્રસંગ આવ્યે લાચ આપી મુકદ્દમો જીતનારા અને પોતાની તુંબડી ભરનારા વકીલો સમાજનુ શોષણ કરનારા પરોપજીવી જંતુઓ છે, એમ તેમને લાગતુ. ન્યાય આપવામા સહાય કરવાના અને સમાજમાં નીતિમત્તાને ઊંચે લાવવાના હેતુથી તેમનુ મન

વકીલાત તરફ વચેલું.

તદુપરાંત એ વખતે મોટા ભાગના રાજકીય અથવા સામાજિક ક્ષેત્રના નેતાઓ વકીલવર્ગના જ હતા ત્યારે વકીલાત એટલે નેતાગીરી માટેની ઉમેદવારી, એવું જ સમીકરણ થતું સાર્વજનિક સેવાનો દરવાજો વકીલાતની ચાવી વડે ત્યારે ખોલવાનો વકીલાતનો વ્યવસાય અપનાવવાની વખતે દાદાસાહેબના મનમાં આ વિચાર પણ હતો એક વકીલ વિદ્વાને તો તેમને સ્પષ્ટ સલાહ આપી હતી કે ગોખલેના 'ભારત સેવક સમ જનો આજન્મ સભાસદ થઈને તુ 'ધંધાદારી નેતા' બનતો નહિ એના કરતા વકીલાત કર એમા મોટા લોકોની ઓળખાણ થશે, સમાજમા પ્રતિષ્ઠા વધશે અને પછી જનતાની સેવા પણ ઊંચી ભૂમિકાથી કરવા મળશે'

નક્કી કર્યું વકીલ થવાનુ,—પણ એ તો સેવા કરવાની વૃત્તિથી, ફક્ત વીસ વર્ષની વયે પરંતુ વકીલાત કરવી કયા? દાદાસાહેબ સમક્ષ એ સવાલ આવ્યો. 'મુંબાઈમા' તેમના મને ઝટ જવાબ આપ્યો મહેતા, વાચ્છા જેવા પ્રખર કાનૂનપંડિતોના હાથ નીચે કામ કરવાની પોતાને તક મળશે એવી આશા હતી. તદુપરાંત ત્યાની કોર્ટનું અપીલ બાજુનુ કામ નિર્મળ દાદાસાહેબની શાન્ત, સરળ, સાત્ત્વિક મનોવૃત્તિને પસંદ હતું

'તે બધુ તો ખરું પણ અહીં અમદાવાદમા પોતાના બાપદાદાનું ઘર છે, સગાસબંધી છે તેમને છોડીને મુબાઈ જવાય કેવી રીતે!'—દાદાજીએ શકા વ્યક્ત કરી અને માતુશ્રીએ એમા ટુકારો પુરાવ્યો પરંતુ દાદાસાહેબે પોતાની મુબાઈમાની વકીલાત માટે એવી તો કુશળતાથી વકીલાત કરી કે માતુશ્રીએ તેમ જ દાદાજીએ તેમની યોજનાને સમતિ આપી. તેમ છતા માતાના પ્રેમાળ હૃદયે છેવટે એક શકા તો કાઢી જ: 'મુંબાઈની હવા તારી પ્રકૃતિને કેમ માફક આવશે?'

એ મુદ્દાના વકીલ તરીકે દાદાસાહેબે કહ્યુ: 'એક વર્ષ માટે મુબાઈમા વકીલાતનો અખતરો કરી જોઉં ગાજરની પિપૂડી વાગે તો ઠીક, નહિ તો અમદાવાદ તો આપણુ જ છે ને!'

મુંબાઈ જવા માટે દાદાસાહેબે માતૃદેવતાને તો પ્રસન્ન કર્યાં. પરંતુ ખરા દેવ અથવા કિસ્મત–એટલે કે યોગાયોગ વચમાં આવ્યા. મુંબાઈ જવા નીકળવાના અરસામાં જ દાદાસાહેબનાં બહેન બીમાર પડયાં—અને માંદગી પણ ટાઇફૉઇડની. તે તેમનાં એકનાં એક બહેન—ભાઈભાંડુમાં તે એકલાં જ. એ બહેન ઉપર દાદાસાહેબને ખૂબ હેત. તેને બીમાર હાલતમાં મૂકીને એમનાથી મુંબાઈ કેવી રીતે જવાય? તેને સાજી કરવા માટે તેમણે ખૂબ પ્રયત્નો કર્યા, પરંતુ સફળતા ન મળી. તા. ૨૦ માર્ચ, ૧૯૧૩ને રાજ બહેનનો દેહાંત થયો. દાદાસાહેબના મન ઉપર આ મૃત્યુની ખૂબ અસર થઈ. તેમનું મન અત્યંત ખિન્ન થયું. તેઓ ઉદાસ બની ગયા.

બે-ત્રણ મહિના વીતી ગયા, અને મુબાઈ જવાની વાત ફરી ઊપડી. તે માટે જૂન મહિનામાં તેઓ અજમેર ગયા. ત્યાં તેમના એક મોટી ઉંમરના સ્નેહી ન્યાયખાતાના ઊંચા હોદ્દા ઉપર હતા. ત્રણ પેઢીઓથી માવળકર કુટુંબ સાથે તેમનો ગાઢ સંબંધ હતો. તેમની સલાહ, સંમતિ અને આશીર્વાદ મેળવી દાદાસાહેબે તરત જ મુંબાઈ જવા નીકળવું અને ત્યાં રહેવા માટે ઘર વગેરે શોધી કાઢવું એવા નિશ્ચય સાથે અમદાવાદ પાછા ફર્યા.

પણ એ તો માનવીનો નિશ્ચય! જંગલમાં રોપેલા છોડ જેવો જ! તેને અફૂર ન ફૂટે. એવામાં કોઈક વાર વાવાઝોડું આવે કે કોઈક વાર મૂશળધાર વરસાદ તૂટી પડે, કોઈક વખત ટંડીનો ચમકારો તેને થીજવી નાખે તો કોઈક વખત આછા ઝાકળની બેઠી ભીનાશ પણ તેને માટે પ્રાણઘાતક નીવડે. દાદાસાહેબના મુબાઈ-પ્રયાણની વાતને બીજો ફટકો લાગ્યો. એટલે કે તે જ અરસામા તેમના દાદાજીને અકસ્માત નડચો. બહારથી ઘેર પાછા ફરતા એક સાયકલવાળાએ તેમને પછાડયા. તેથી તેમના પગનું હાડકું ભાગી ગયું અને તેમને ઘણા દિવસ સુધી પથારીમાં પડી રહેવું પડયુ. એમને એવી હાલતમાં મૂકીને દાદાસાહેબ કેવી રીતે જાય? તેમણે હવે મુબાઈનો નાદ છોડચો. 'આપણા નસીબમા મુબાઈ નથી' એવું તેમના નિરાશ મનને લાગ્યું.

'जेथें जातों तेथें तूं माझा सांगाती।
चालविसी हातीं धरूनियां॥'

(જ્યાં જઉં છું ત્યાં તું મારો સાથીદાર હોય છેઃ મારો હાથ ઝીલીને મારી પાસે કામ કરાવે છે.)

સંત તુકારામની આ પંક્તિમાં એમને અખૂટ શ્રદ્ધા હતી. 'પરમેશ્વરની ઇચ્છા હું અમદાવાદમાં રહું એવી લાગે છે. તે જ જીવનનો વિધાતા છે. તેની ઇચ્છાવિરુદ્ધ આપણે કેવી રીતે જઈ શકવાના?' એવો કંઈક પ્રારબ્ધવાદી વિચાર તેમના મનમાં દૃઢ બન્યો. પરંતુ આ પ્રારબ્ધવાદથી તેઓ કદીયે નિષ્ક્રિય નહોતા બન્યા. કર્તવ્ય કરતા રહેવું એ જ આપણો ધર્મ છે એવું માની તેઓ જીવનપર્યંત પ્રયત્નવાદી અને કર્તવ્યશીલ રહ્યા, અને સાથોસાથ વિશ્વની નિયામક શક્તિ ઉપર શ્રદ્ધા રાખવાને કારણે તેમને કદી જો અપયશ મળ્યો કે અપેક્ષાભંગ થયો તો તે કોઈનો દ્વેષ નહોતા કરતા અને તેમના ચિત્તની શાંતિ કદી ડગમગતી નહોતી.

આવી ઈશ્વરશ્રદ્ધા અને આત્મવિશ્વાસથી તેમણે અમદાવાદમાં વકીલાત કરવાનું નક્કી કર્યું. ૧૯૧૩ની સાલમાં, ઑક્ટોબર મહિનામાં, દશેરાના શુભ મુહૂર્તે તેમણે વકીલાતના ક્ષેત્રમાં પદાર્પણ કર્યું. જો કે તે એક જૂના વકીલના હાથ નીચે કામ કરવા લાગ્યા, પણ તેમણે સાથે સાથે પોતાની સ્વતન્ત્ર કચેરી પણ ખોલેલી. કચેરીમાં કારકૂન તરીકે સરૂપચંદ રતનચંદની નિમણૂક કરેલી. બરોબર ૩૬ વર્ષ સુધી આ કારકુન તેમની સાથે હતા. ૧૯૪૯ની સાલમાં તેમનો દેહાંત થયો ત્યારે જ દાદાસાહેબને ત્યાની નોકરી છૂટી.

અમદાવાદમાં પોતાની વકીલાત જમાવવામાં જગન્નિયંતાનો હાથ છે એવી દાદાસાહેબની શ્રદ્ધા હતી. તે વધારનારી બે આકસ્મિક ઘટનાઓ થોડાક જ વખતમાં બનવા પામી.

ને જ વર્ષે તેમના પાડોશી વલ્લભભાઈ પટેલે પોતાની બૅરિસ્ટરી

શરૂ કરી. વલ્લભભાઈની સાથે તેમનો સંબંધ ખૂબ ગાઢ બન્યો અને દિવસે દિવસે તે વધતો ગયો. સરદાર સભાઓમા પોતાના કરતા 'સોગણું' સરસ બોલે છે એવુ તેમને લાગતુ નગરપાલિકામા ભાઈ ભાઈ પ્રમાણે ખભે ખભો મિલાવી તેઓ બને કાર્ય કરતા. 'વલ્લભભાઈ એકદમ ઝડપથી મહાત્માજીની હરોળમા બેસતા જાય છે' એવુ તેમણે પોતાની નિત્યનોધમા લખી રાખ્યું છે આવા મોટા માણસના પોતે નિકટના સ્નેહી છે એવુ તેમને અભિમાન થતુ અને—

દાદાસાહેબના જ શુ પણ સમગ્ર દેશના, બલ્કે આખા જગતના જીવનમા ક્રાંતિ લાવનાર મહાત્મા ગાધીજીએ અમદાવાદમા પોતાના આશ્રમની સ્થાપના કરી.

*

## ૩. સોનાની ખાણ

'અરે, માવળકર, સેશન્સનો એક ખટલો ચલાવવા લેશો કે?'

'હા, જરૂર.'

'પણ એ અર્ધા કલાકમાં જ શરૂ થવાનો છે—અહીંના આસિસ્ટન્ટ જજ સમક્ષ તૈયારી કરવા માટે ફક્ત અર્ધા કલાકનો સમય છે, હો!'

એક મોટી વયના વકીલે દાદાસાહેબને કહ્યું વકીલાત શરૂ કર્યાને દાદાસાહેબને છ જ મહિના થયા હતા એવામાં કામ પણ ક્યાંથી ચાલ્યું આવે? અને એમાંય સેશન્સના મોટા કામ મળે એટલે તો મહોત્સવ જ! તો પણ દાદાસાહેબ નિયમિત કોર્ટમાં જતા પગમાં બૂટ અને પાટલૂન, શરીર ઉપર લાંબો કોટ અને માથે પૂનાની પાઘડી મૂકી હાથમાં લાકડી લઈ તે કોર્ટમાં વકીલોના ખંડમાં દાખલ થતા હતા તેવામાં તેમના ઓળખીતા એક મોટી ઉંમરના વકીલે તેમને સેશન્સ કેસ હાથમાં લેવાનું—અને તે પણ અર્ધા કલાકમાં જ—સૂચવ્યું યુવાન દાદાસાહેબના મોંમાં પાણી છૂટ્યું આટલી ઝડપથી આવું મોટું કામ મળે એટલે મોટો દલ્લો જ!

પરંતુ પેલા વકીલમહાશયે ખુલાસો કર્યો 'અરે, માવળકર, પણ એક વાત અગાઉથી કરી દેવી સારી વકીલ ફી તરીકે તમને મળશે ફક્ત પાંચ જ રૂપિયા! આરોપી નં ૨ અને નં ૩ માટે અમે બંને બહાદુર તો છીએ જ તમે ફક્ત આરોપી નં ૧ તરફથી ઊભા રહેજો એટલે પરંતુ સેશન્સ કોર્ટમાં ઊભા રહેવાની તક મળે છે એ જ તમને ઘણો મોટો લાભ છે'

પૈસાનો લોભ દાદાસાહેબને કદીએ નહોતો તે માટે તેમનું મન

વસખાં મારતું નહોતું. પરંતુ ફક્ત અર્ધા કલાકના આટલા મોટા ખટલાની તૈયારી તો ઠીક, પણ માહિતીયે એકડી કેવી રીતે કરાય? આ સવાલથી તેઓ વિચારમાં પડી ગયા.

'એની તમે ચિંતા ન કરતા, અમે છીએ ને તમારી સાથે?' એવી હિંમત આપી વકીલમહાશય બીજે જવા જલદીથી નીકળી ગયા. ખોટી નાત કહી એક છોકરીનું લગ્ન કરાવી પૈસા ઉચાપત કરવાનો એ ફોજ-દારી ખટલો હતો. દાદાસાહેબ પેલી કોર્ટમાં ગયા અને તેમણે આરોપી નંબર ૧ વતી વકીલાતનામુ દાખલ કર્યું. એ અગાઉ કેસની શરૂઆત પણ થઈ ગઈ હતી. સરકારી વકીલનુ ભાષણ પૂરું થયું હતું અને પહેલા સાક્ષીની તપાસ ચાલતી હતી. તેની ઊલટ-તપાસ કરવાનુ કામ દાદાસાહેબ માટે રાખવામાં આવ્યું હતું. તે માટે ન્યાયાધીશે તેમને બોલાવ્યા. ત્યારે ગમે તેમ ગપ્પાં મારી—ગપ્પાંસપ્પાં કરી કોર્ટનો સમય લેવો એ દાદાસાહેબને ઠીક ન લાગ્યું. તેમણે ન્યાયાધીશને સ્પષ્ટ રીતે કહ્યું: 'આ ખટલો મારા હાથમા હમણાં જ આવ્યો છે. તેનાં કાગળિયાં જોવા માટે મને થોડાક વખત લાગશે. ત્યાં સુધી બીજા આરોપીના વકીલ ઊલટ તપાસ કરશે તો ઠીક રહેશે.'

આ નિખાલસતાનો ન્યાયાધીશ ઉપર સારો પ્રભાવ પડયો તેમણે તેમને સગવડ આપી. બીજા બે દિવસ સુધી કેસ ચાલ્યો. છેવટે પચ અને ન્યાયાધીશને સંબોધીને ભાષણ કરવાનો વારો આવ્યો. પહેલા દાદા-સાહેબ બોલ્યા. પચને અંગ્રેજી આવડતુ નહોતુ, એટલે દાદાસાહેબે ગુજરાતી ભાષામાં ભાષણ કર્યું—અને તે પૂરા પોણા કલાક સુધી! બધા જ મુદ્દા, બધી જ દલીલો અને બધા જ પુરાવા રજૂ કર્યા એને લીધે બીજા બને અનુભવી વકીલોને પોતાના ભાષણમા નવુ કઈ કહેવાનુ સિલકમા રહ્યું નહિ. એના એ જ મુદ્દાને ફેરવી ફેરવીને જ્યારે તેઓ રજૂ કરવા લાગ્યા, ત્યારે ન્યાયાધીશે તેમને સંભળાવ્યું: 'કોર્ટનો વખત નકામો શા માટે લો છો?

આ બધું માવળંકરે અગાઉ કહેલું જ છે.'

યુવાન માવળંકર માટે તો આ એક પ્રમાણપત્ર જ હતું. તેમની વકીલ તરીકેની હોશિયારીનું આ પહેલું ગૌરવ હતું. શુભ શરૂઆત થઈ એટલે અર્ધો જંગ જીત્યું ગણ્યા!

* * *

ધનનો લોભ દાદાસાહેબના મનને કદીયે સ્પર્શ્યો નહોતો. સાચા સાધનો દ્વારા ન્યાય મેળવી આપવો એને જ પોતાનું ધ્યેય તેમણે મનમાં માન્યું હતું. એક વખત એક ગરીબ માણસ પોતાનો કેસ લઈને તેમની પાસે આવ્યો.

'આપની ફી શું?' તેણે પૂછ્યું.

'પચ્ચીસ રૂપિયા,' દાદાસાહેબે ઉત્તર આપ્યો. તે અગાઉ એમના મનમાં એવો વિચાર આવેલો કે કેસ એકદમ સીધો સાદો છે. થોડીક મુદતમાં તો ફેંસલો આવી જશે. દરેક મુદતના આપણને પાંચ રૂપિયા મળે તો પૂરતા છે. સબ-જજને પણ કેટલો પગાર હોય છે? દર મહિને દોઢસો રૂપિયા જ ને! એનો અર્થ રોજના પાંચ જ રૂપિયા!

પણ તેમનો આ સીધો હિસાબ કોર્ટે અવળો કરી નાખ્યો. કેસ ચાલ્યો પૂરા વીસ દિવસ સુધી—ત્રણ દિવસ નહિ. ત્યારે અસીલ પાસે વધારે પૈસા માગવાની સલાહ વડીલ કાનુને દાદાસાહેબને આપી. પરંતુ દાદાસાહેબ બોલ્યા, 'સમજો કે કેસ ત્રણ કરતાં ઓછી મુદતે પતી ગયો હોત તો પચ્ચીસ રૂપિયામાંનો હિસ્સો આપણે એને પાછો આપત ખરા? આખા કેસ માટે ઉચક રકમ આપવું તો નક્કી હતી. હવે વધારે પૈસા માગવા એ કરાર ભંગ કરવા જેવું ન થાય?'

દાદાસાહેબની આવી પ્રામાણિકતા અને સચ્ચાઈની સુવાસ આખા ગુજરાતભરમાં પ્રસરી ગઈ. 'પ્રામાણિકતા જ [illegible] નીતિ છે' એ જ સાચું.

કોઈ કોઈ વખત સિદ્ધાંતને ખાતર નુકસાન પણ વેઠવું પડતું અમદાવાદના એક ડેપ્યુટી કલેક્ટર હતા એમનો દાદાસાહેબના કુટુંબ સાથે ઘર જેવો સંબંધ હતો આનો અણસારો અસીલોને કાને ગયેલો તેનું પરિણામ એવું આવ્યું કે જગા મેળવવા અંગેના નીસ કેસો, જે પેલા ડેપ્યુટી કલેક્ટર સમક્ષ ચાલતા હતા, તે બધા જ દાદાસાહેબની પાસે આવ્યા

'દાદાસાહેબ, આપ જ અમારો કેસ ચલાવો એવી અમારી ઇચ્છા છે આપની વકીલ તરીકેની કુશળતા અને બુદ્ધિચાતુર્યને કારણે આપ અમને યશસ્વી બનાવશો એવી અમને સંપૂર્ણ ખાતરી છે' આવી વ્યવહારુ મીઠી મધ જેવી ભાષામા તેઓ વાત કરવા લાગ્યા

દાદાસાહેબે તે બધાના મનમા છુપાયેલી દાનત આગાદ પકડી પાડી તેમણે સ્પષ્ટ શબ્દોમા ઉત્તર આપ્યો

'મારી આની પ્રશંસા કરવા બદલ હું આપનો આભારી છુ મારામા જે કંઈ આવડત હશે તેનો હુ ઉપયોગ કરીશ એ તો દેખીતું છે પણ ભાઈઓ, એક વાત ધ્યાનમા રાખજો કે પેલા કલેક્ટર સાથે મારી જે કંઈ મૈત્રી છે તેનો જરા પણ ઉપયોગ હું આ કેસમા કરવાનો નથી આમ કરું તો તમને ચાલશે કે નહિ એનો વિચાર કરી આવતી કાલે મને તમારો નિર્ણય જણાવજો'

પણ બીજે દિવસે શું થયું?

નીસમાથી ફક્ત એક જ માણસ પોતાના કેસના કાગળિયા દાદાસાહેબને આપવા આવ્યો બાકીનાએ મો પણ બતાવ્યું નહિ દાદાસાહેબ પોતાની મૈત્રીનુ વજન વકીલાતના ત્રાજવામા મૂકે એવુ તેઓ ઇચ્છતા હતા ઓગણત્રીસ જણ નહિ આવ્યાથી દાદાસાહેબની કમાણી ગઈ એ ખરુ, પરતુ ચારિત્ર્ય અને સચ્ચાઈની કમાણી તેમને ખૂબ થઈ અને તે તેમને જીવનભર સુખદાયક નીવડી એ સમયે આવા પ્રકારના પાચ પચીસ

કેમોની કમાણી દાદાસાહેબે સત્યનિષ્ઠા ખાતર જતી કરી હતી. પણ એ સત્યનિષ્ઠાને કારણે જ તેમના વકીલાતના ધંધામાં તેમને ઉત્તરોત્તર યશ મળતો ગયો અને અંતમાં આર્થિક કમાણી પણ સારી એવી થઈ.

* * *

ડગલે ને પગલે એકદમ ઘૃણા ઊપજે એટલા લબાડવેડા વકીલાતના ધંધામાં દેખાવા લાગ્યા. ખુલ્લે પગે કાંટાળા માર્ગે જનારા વટેમાર્ગુની જેમ એમનું ચિત્ત વ્યથા અનુભવવા લાગ્યું. કૉલેજનો તેમનો એક દોસ્ત હતો. તેના ભાણિયાએ પોતાની તુંડમિજાજી સ્ત્રીને ગુસ્સાના આવેશમાં ચાબૂક વડે ફટકારી. તેના ઉપર કેસ ચાલ્યો. પણ તેને છોડાવવા કાયદાના પંડિતો ખરે પગે તૈયાર જ હતા. એક પ્રખ્યાત વકીલે ખોટી વાત ઉપજાવી કાઢી અને તેને ખરું સ્વરૂપ આપવા માટે ડૉક્ટરનું ખોટું સર્ટિફિકેટ પણ રજૂ કર્યું. સરકારી નોકરી કરતા આસિસ્ટન્ટ સર્જને ફક્ત વીસ રૂપિયાના લાભ ખાતર પણ ખોટું સર્ટિફિકેટ આપેલું.

વકીલ પણ ખોટા અને ડૉક્ટર પણ ખોટા! એને લીધે ન્યાય મળેલો તે પણ ખોટો. અપરાધી નિર્દોષ ઠર્યો. સ્ત્રીને ઝૂડી નાખનાર એ બડેખાંને શિક્ષા ન થઈ. પણ એ માટે કેટકેટલાં લુચ્ચાઈ લબાડવેડાં થયાં! એ જોઈ દાદાસાહેબને ફોજદારી ખટલાઓ પ્રત્યે તિરસ્કાર ઊપજ્યો.

કાપડની મિલોમાં કામ કરતો મજૂરવર્ગ. એક દિવસ તેની ચાલીમાં કંઈ બોલાચાલી થઈ. તેનું પરિણામ મારામારીમાં આવ્યું. લાકડીઓ ઊછળી. કેટલાક માણસો ઘાયલ પણ થયા. મોટું તોફાન થયું. તે અટકાવવા પોલીસ આવી. તે મજૂરોના કેટલાક આગેવાનોને પકડી ગઈ અને તેમના ઉપર મુકદ્દમો દાખલ કર્યો.

મુકદ્દમો થયો એટલે વકીલ આવ્યા. બંને પક્ષોના મજૂરોએ પોત પોતાના વકીલ રોક્યા. કેટલાક મજૂરોએ દાદાસાહેબને પોતાનું વકીલાતનામું આપ્યું. તેમણે કાગળિયાં જોયાં, અને પોતાના બચાવ ખાતર મારામારી

થઈ હતી એવો બચાવ કરવાનું નક્કી કર્યું.

પણ કેવુ આશ્ચર્ય! એમનો બચાવ કરવાનો પ્રસંગ જ ઊભો ન થયો. કારણ બીજા વકીલો એમાં પહોચેલા હતા. તેમણે ખોટી હકીકતોનો આશરો લઈ ખટલો જીતવાનું ક ર્યું, 'ખરુ હોય કે ખોટું હોય, સાક્ષીઓ આપણને જોઈએ તેવી જુબાની આપશે' એવુ તેમણે યુવાન માવળકરને પોતાના મુરબ્બીપણાના રુઆબથી કહ્યુ

પાંચથી વધારે માણસો મારામારી વખતે હાજર નહોતા એવું ખોટું કહેવાનું પેલા રીઢા વકીલોએ પોતાના સાક્ષીઓને શીખવાડયુ હતું, અને દાદાસાહેબને પણ પોતાનો કક્કો ઘૂટવા જણાવ્યું. પોતાના સાક્ષીઓને ખોટી જુબાની આપવા કહેવાની દાદાસાહેબે સાફ ના કહી. પરંતુ જમાનાના ખાધેલ વકીલો બધાયે હુન્નરોમાં પારંગત હોય છે, એમને બધું જ આવડે છે. પેલા પાકટ વયના વકીલે દાદાસાહેબના સાક્ષીઓને શીખવવાનુ કામ પોતાને માથે લીવુ એથી દાદાસાહેબનુ કોમળ ચિત્ત અસ્વસ્થ બન્યું. તે વિચાર કરવા લાગ્યા: 'અરે, તું પોતે અસત્યનુ પાપ કરતો નથી એ સાચુ; પણ બીજાના અસત્ય આચરણ પ્રત્યે આંખ આડા કાન કરે છે એ પાપ નથી શુ?'

અને તે પાપભીરુ મનને અધિક જ વેદના થાય એવો વિલક્ષણ પ્રસંગ ન્યાયમંદિરમા બન્યો. પેલા પઢાવેલા અજ્ઞાન મજૂરો ખોટી સાક્ષી પૂરવાને અચકાવા અટકવા લાગ્યા, અને પેના પીઢ વકીલો તરફ 'આગળ શુ કહેવુ?' એવી નજરથી જોવા લાગ્યા એમને સૂચના આપવા પેલા પીઢ વકીલો કોઈક વાર ડોક હલાવતા તો કોઈક વાર હાથની આંગળીઓ વડે નિશાન કરતા આ ન્યાયનુ નાટક જોઈ સરકારી વકીલ રોષે ભરાયો અને ન્યાયાધીશને કહ્યુ: 'સાહેબ, આ વકીલો પોતાના સાક્ષીઓને ઇશારા કરે છે' એ સાભળતા જ પેલા પીઢ વકીલ શરીરે વીંછી કરડયો હોય તેમ બૂમ પાડી ઊઠયા અને હરિશ્ચન્દ્રના જેવો અભિનય કરી સત્યના

'આ જૂઠો આક્ષેપ છે વકીલાત કરતા તો મને ઘોળા આવ્યા પરતુ આવા લબાડવેડાનો આરોપ મારા ઉપર કોઈએ કદી મૂકયો નહોતો જબરજસ્તીથી સાક્ષીઓની જુબાની લેવા માટે તો આ સરકારી વકીલ જ જાણીતા છે એમના જૂઠાણા અહીં ખુ ના પડવા લાગ્યા એટલે તે મારી ઉપર ભળતું જ આળ ચઢાવે છે

'રામાય સ્વસ્તિ, રાવણાય સ્વસ્તિ' એવુ સામોપચારનું ઘોરણ ન્યાયાધીશે રાખ્યું અને તે બોલ્યા 'સાક્ષીઓની જુબાનીઓના મુદ્દા હુ લખતો હોવાને કારણે પ્રત્યક્ષ શુ બન્યું તેની મને ખબર નથી પરતુ સરકારી વકીલે તો સાચી વાતની હઠ પકડી હતી તેણે ન્યાયાધીશને વિનતી કરી 'જોઈએ તો માવળકર વકીલને પૂછો '

ન્યાયાધીશે દાદાસાહેબ તરફ પ્રશ્નાર્થ નજરે જોયું દાદાસાહેબની કસોટીની આ પળ હતી તેમણે વકીલોને ઇશારા કરતા જોયા હતા પણ એમ કહે તો પોતાનો આખો કેસ બગડશે એવો ભય તેમના મનમા પેઠો વળી વકીલોએ બિલકુલ ઇશારા કર્યા જ નથી' એવુ બેધડક અસત્ય કહેવાનુ સાહસ તેમનાથી થાય તેમ નહોતું તેમણે મધ્યમ માર્ગ શોધી કાઢચો અને ઉત્તર આપ્યો 'હુ પણ જુબાનીની નોધ લખવામા મશગૂલ હતો ' એ સત્ય હતુ, પરતુ અર્ધુપર્ધું—શાબ્દિક—વ્યાવહારિક હતુ સમગ્ર—નૈતિક સત્યનુ આ ખૂન હતું તેની ચટપટી દાદાસાહેબના મનને ઘણા સમય સુધી થયા કરી તેમણે બીજે જ દિવસે પોતાની જાતને આ કેસમાથી કાઢી લીધી એટલું જ નહિ પણ 'હવે પછી હું ફોજદારી કેસ હાથમા લેવાનો નથી એવી પ્રતિજ્ઞા પણ તેમણે કરી દામાજી પતે પોતાની કલમ હેઠી મૂકી હતી એના જેવો જ આ તત્ત્વ નિષ્ઠનો નિ ધાર હતો ખૂનના કેસમાથી આરોપીને છોડાવવા માટે મોટે ભાગે પ્રથમ તો સત્યનુ જ ખૂન કરવુ પડે છે એવું ભાન સો નવા

વકીલોને ડખતું જ હોય છે, પરંતુ તે ખાતર ત્યાગ કરવાની તૈયારી કેટલા જણની હોય છે?

*        *        *

'હાથમાં હું શસ્ત્ર ધારણ કરીશ નહિ' એવી પ્રતિજ્ઞા ફોજદારી કેસોની બાબતમાં દાદાસાહેબે કરી હતી એ સાચું, પરંતુ ખાસ પ્રસંગોએ તે એ પ્રતિજ્ઞામાં છૂટછાટ લેતા. ગુજરાતના એક નાના સરખા ગામડાની વાત છે. ચોરી લૂંટફાટ જેવા નાનકડા ગુનાની તપાસ કરવા માટે એક પોલીસ સબઇન્સ્પેક્ટરે પોતાના રસાલા સાથે ત્યાં જઈને ધામા નાખ્યા. પોલીસ ચોકીમાં તેમણે પોતાની ઑફિસ બનાવી. પોતે તો જાણે બાદશાહ જ બન્યા હતા તેમણે ગામના રબારીઓને એકદમ તેડાવી મગાવ્યા. તે સાદા સીધા રબારીઓ થરથર કાંપતા આવ્યા. તેમને જોતાં જ પોલીસ અમલદારે તેમની ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો, એટલું જ નહિ પણ હાથમાંની નેતરની સોટી વડે સટોસટ મારવાની શરૂઆત પણ કરી. સત્ય શોધી કાઢવાની આ પોલીસ-પદ્ધતિ હતી એ ઉપરાંત કેટલાક દુષ્ટ અત્યાચાર પેલા ઇન્સ્પેક્ટરે કર્યા. પેલા બધા રબારીઓ અમદાવાદ દાદાસાહેબને ઘેર આવ્યા રડતાં રડતાં તેમણે પોતાની ઉપર ગુજરેલા જુલમની કથની સંભળાવી. એ પ્રકરણ એક સાર્વજનિક કાર્ય જ છે એમ સમજી દાદાસાહેબે હાથમાં લીધું, અને એક પાઈ પણ ફી ન લેતાં એ ફોજદારી કેસ તેમણે ચલાવ્યો.

*        *        *

ફોજદારી કેસોનો શિરોમણિ એટલે ખૂનનો કેસ ફાસીની સજાવાળા કેસને તો દાદાસાહેબ અડકતા સુધ્ધાં નહિ. ફાસીનો વિચાર મનમાં આવતા જ તેમનું સુકોમળ હૃદય કંપી ઊઠતું સૈદ્ધાન્તિક દૃષ્ટિએ પણ તેમનો મત ફાસીની શિક્ષા વિરુદ્ધ જ હતો. 'સજા એટલે વેર વાળવું એમ નહિ—ખૂનનો બદલો ખૂન નહિ—, પરંતુ ગુનેગારને સુધારવા,

એ જ સજાનો હેતુ' એવી તેમની વિચારધારા હતી એક વ્યક્તિના અપરાધની જવાબદારી સમાજ ઉપર પણ આવે છે। માણસ ચોરી કરે છે તેનું કારણ તેની ગરીબાઈ, અને તે ગરીબાઈનુ મૂળ કારણ સમાજની વિષમ રચના છે એવુ તેમનું વિચારમંથન હતું જેલ એક શાળા બને, માનસિક રોગોનું દવાખાનુ બને એવી તેમની ઇચ્છા હતી તેઓ કહેતા કે 'શારીરિક કષ્ટ અથવા દેહદંડ એ સજાનુ સ્વરૂપ ન હોવુ જોઈએ ગુને ગાર પોતે પશ્ચાત્તાપયુક્ત બની પોતાના દોષ સુધારતા અને બધા પ્રત્યે પ્રેમ અને સદ્‌ભાવથી વર્તતા શીખે એના પ્રકારનુ વાતાવરણ જેલમા પેદા કરવાની જરૂર છે શરીરનુ લોહી બગડે ત્યારે કેવળ શરીર ઉપર મલમ પટ્ટા બાધ્યે કંઈ ફાયદો થતો નથી તે જ પ્રમાણે, ગુના એ સમાજના રોગના કેવળ બાહ્ય લક્ષણ છે એમ સમજી એના બાહ્ય ઉપચારો કર્યે રોગોનુ મૂળ નાબૂદ થવુ શકય નથી એનો અર્થ એમ નથી કે બાહ્ય ઉપચારોની જરૂર નથી બાહ્ય ઉપચાર તો જોઈએ જ પણ એટલેથી ન અટકતા માનવ સ્વભાવમા ખૂબ ઊંડે જઈ, આવા ગુના કેમ થાય છે તેની ચિકિત્સા કરી, તે ગુના થાય નહિ તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થવો જોઈએ

'પૃથ્વીના પટ ઉપર ૩૬ રાષ્ટ્રોએ ફાસીની સજા રદ કરેલી છે તેને લીધે ગુના વધ્યા હોય એવુ કંઈ જણાતું નથી તો પછી બાકીના રાષ્ટ્રો —ખાસ કરીને અહિંસાપ્રેમી ભારત—ફાસીની સજા શા માટે નાબૂદ ન કરે?' એવો પ્રશ્ન દાદાસાહેબ વારવાર કરતા

*　　　*　　　*

સત્યના સાધનો વડે ન્યાયના કામમા મદદ કરવી એ દાદાસાહેબની વકીલાતનો મુદ્રાલેખ હતો એક મકાનમાલિક અને તેના ભાડવાત વચ્ચે ઝઘડો થતા ઘણો ઉજ્જ્વળ યશ દાદાસાહેબને મળ્યો એક ભાડવાત મહિને રૂ ૮૦ના ભાડાના એક મકાનમા ૨૦ વર્ષથી રહેતો હતો દર ત્રણ વર્ષે નવો કરાર થાય, પણ મૌખિક આગળ જતા મકાનમાલિકનુ મૃત્યુ થયુ વધારે ભાડુ મળે એવી ઇચ્છા તેના પુત્રને થઈ તે વખતે

એટલે પહેલા મહાયુદ્ધના વખતમાં ૧૯૧૭ની સાલમાં મકાનનાં ભાડાં અતિ ઝડપથી વધ્યાં હતાં. ત્યારે પેલા નવા મકાનમાલિકે રૂ. ૩૦૦ ભાડું માગ્યું. ભાડવાત રૂ. ૧૫૦ આપવા રાજી હતો.

પરન્તુ મકાનમાલિકે તે કબૂલ રાખ્યું નહિ. તેણે પોતાની જગા મેળવવા કોર્ટ સમક્ષ માગણી કરી, અને ભાડવાતને ત્રણ વર્ષનો લેખિત કરાર કોર્ટમાં હાજર કરવા જણાવ્યું. પણ લેખિત કરાર તો નહોતો જ. એ ખરી વસ્તુસ્થિતિ જ્યારે દાદાસાહેબે ન્યાયાધીશને સમજાવી ત્યારે ન્યાયાધીશને તેમની ઉપર વિશ્વાસ બેઠો. તેમણે મકાનમાલિકના વકીલને કહ્યુ કે મારે વાદીની તપાસ કરવી છે. એટલે વકીલે વાદીને સાક્ષીના પિંજરામાં ઊભો કરવા માટે વાંધો ઉઠાવ્યો અને ત્રણ વર્ષનો કરાર થયાનુ સાબિત કરવાની જવાબદારી પ્રતિવાદી ઉપર છે એ તરફ ન્યાયાધીશનું ધ્યાન ખેંચ્યું. પરતુ ન્યાયાધીશે કાયદાના શબ્દ કરતાં ન્યાયના તત્ત્વ તરફ વધારે વજન આપ્યું તેમનું કડક વલણ જોતાં જ વકીલના પગ લથડવા લાગ્યા. અને તેણે તરત જ રૂ. ૧૨૦ ભાડું સ્વીકારવાનું કબૂલ રાખી સમાધાન કરાવ્યુ મુકરદમાની આમગાડી વકીલવર્ગ પોતાના સ્વાર્થ માટે અવળે પાટે ચઢાવી દેતા હોય છે ત્યારે તે કેવી રીતે જાળવીને સંભાળી શકે છે એનું આ ઉત્કૃષ્ટ ઉદાહરણ જોઈ દાદાસાહેબનુ મન આનંદિત બન્યું.

* * *

દાદાસાહેબ હમેશાં પોતાનુ વર્તન સમાજમાં સત્ય અને વિશ્વાસ વધે એ રીતનુ રાખતા. તેમને પોતાને પણ બીજા વકીલોનો વિચિત્ર અનુભવ થયો હતો. તેમના વડદાદા પાસે સરકારનાં બે ઇનામી ગામ હતા. તે બાબતમા કંઈક કેસ ચાલતો હતો ત્યારે અમદાવાદના એક વકીલને દાદાસાહેબના પિતરાઈ દાદાએ એ કામ સોંપેલું. આ વકીલસાહેબ માવળકર કુટુંબના ખાસ મિત્ર હતા, તો પણ આ કેસની

અપીલ માટે જ્યારે જ્યારે તે મુંબાઈ જતા ત્યારે વકીલ ફીની બધી રકમ અગાઉથી વસૂલ કરતા

અને મુંબાઈના મોંઘા બૅરિસ્ટર તો ફક્ત કાગળો જોવાના સેંકડો રૂપિયા પડાવતા મુંબાઈની હાઈકોર્ટમાં આ ખટલો એવો લંબાયો કે દાદાસાહેબના પિતરાઈ દાદા મરણ પામ્યા અને તેમના દીકરાના નામથી કેસનું કામ આગળ ચાલ્યું નવા પ્રતિવાદીનું નામ દાખલ કરતાની સાથે જ બૅરિસ્ટર સાહેબે તમામ ફીની નવેસરથી માગણી કરી. કારણમાં બોલ્યાઃ 'આ હવે નવો કેસ શરૂ થયો!' વાસ્તવમાં પેલા બૅરિસ્ટર એ કેસ માટે હાઈકોર્ટમાં એકે વખત ઊભા રહ્યા નહોતા પણ પોતે ગજવેલી બેવડી ફી લઈ લીધી ત્યારે જ તેઓ જંપ્યા. આ કડવા અનુભવને કારણે દાદાસાહેબ પોતાના અસીલ પાસેથી ફીની રકમ અગાઉથી માગતા નહિ

અસીલની ભલાઈ ઉપર વિશ્વાસ મૂકવાના દાદાસાહેબના આ સ્વભાવની એક વખત મજાની કસોટી પણ થઈ ગઈ એક ગામડિયો ખેડૂત કેસ લઈ તેમની પાસે આવેલો દાદાસાહેબ મળ્યા નહિ એટલે તેમના કારકુને કેસના કાગળિયા લીધાં અને ફીની રકમનો કેટલોક હિસ્સો પણ આગળથી માગી લીધો ફીની બાકીની રકમ બીજે દિવસે સવારે પેલો લાવી આપે અને પછી જ દાદાસાહેબ એને ગામ જાય એવી ગોઠવણ કરી છે એવી વાત પેલા વ્યવહારકુશળ કારકુને દાદાસાહેબને કાને નાખી સાવચેતીની સૂચના પણ આપીઃ 'સાહેબ, આ ગામડિયો માણસ છે તેની પાસેથી બધા પૈસા અગાઉથી લેવા જોઈએ, નહિ તો કેસનો એક વખત નિકાલ થયો કે એ ફરી મો શાનો બતાવે? અને આપણે પણ તેને ગામ ફરી શા માટે જવું જોઈએ?' દાદાસાહેબે હસતા હસતા આ સૂચના સાંભળી લીધી. પરંતુ મનમાં નિશ્ચય કર્યો કે પૈસા જ્યારે મળવાના હશે ત્યારે મળશે—આપણે આપણું કામ પાર પાડવું

બીજે દિવસે સવારે નક્કી કર્યા મુજબ પેલો ખેડૂત આવ્યો તો ખરો પણ ઠરાવ્યા પ્રમાણેના પૈસા લીધા વિના જ આવ્યો, ગાડી ઊપડવા-

નો વખત થયો હતો. 'મને ક્યાંયથી પૈસા મળ્યા નહિ' એવી કાકલૂદીભરી વાણી તે બોલ્યો. કંઈ જ ન બોલતાં દાદાસાહેબ સ્ટેશન તરફ ઊપડ્યા. તાલુકાના ગામમાં જઈ તેમણે કુશળતાથી મુકરદમો ચલાવ્યો; અને તેમાં તેમણે સફળતા મેળવી. મઝાની વાત તો એ છે કે અદાલતમાં ગયા બાદ બેત્રણ વખત ખેડૂત 'પૈસા લાવું છુ, લાવું છુ' એમ બોલ્યે; પરંતુ કેસ, પૂરો થયો, અદાલત ઊઠી, દાદાસાહેબ પાછા ફરવા નીકળ્યા તોયે ખેડૂતના ખીસામાથી એક દોઢિયું પણ બહાર ન નીકળ્યુ'. તેમ છતાં કંઈ પણ કચકચ કર્યા વિના ચહેરા ઉપર અસંતોષનું ચિહ્ન ન બતાવતા, દાદાસાહેબ યશની મોટી દોલતની કમાણી કરી અમદાવાદ પાછા આવ્યા સ્ટેશન ઉપર પેલા ખેડૂતે ફરી દિલગીરી વ્યક્ત કરી ત્યારે તેને સાંત્વન આપવા દાદાસાહેબે કહ્યુ : 'અરે, પૈસામા શુ છે? તને આજે નહિ તો કાલે મળશે અને તુ મને આપીશ. એની આટલી બધી ચિંતા શા માટે? મારી ફી આપવા માટે તુ કઈ કરજ કરીશ નહિ, હો! ઘરની ચીજવસ્તુ વેચવા કે ગીરો મૂકવાનુ ગાડપણ ન કરતો; કારણ આવા કષ્ટથી આપેલા પૈસા મારા મનને સુખ આપી શકવાના નથી.' અમદાવાદ આવ્યા બાદ પૈસા વિષે દાદાસાહેબને પેલા કારકુને પૂછ્યુ. પૈસા ન મળ્યા, તેમ છતા કેસ ચલાવેલો એ જાણીને તેને આશ્ચર્ય થયું કેટલાક દિવસો વીત્યા છતાં બાકીની રકમ આવી નહિ. તેને યાદ અપાવના આપણે એક પત્ર લખીએ એમ તેમના કારકુને સૂચવ્યું. દાદાસાહેબે જવાબ આપ્યો: 'શા માટે પત્ર? અસીલ પ્રામાણિક હશે તો એની મેળે પૈસા મોકલી આપશે, અને જો નહિ હોય તો યાદ દેવડાવ્યા છતા પૈસા મોકલવાનો નથી.'

કોઈ પણ સ્મરણપત્ર ગયો નહિ, અને પૈસા પણ ન આવ્યા એમ ને એમ કેટલાયે મહિના વીતી ગયા. દસ મહિના બાદ એક શુભ દિવસ ઊગ્યો. તે દિવસે પેલા ખેડૂતે મોકલેલી તમામ રકમનો મનીઑર્ડર દાદાસાહેબની કચેરીમાં આવ્યો. કારકુનનો પરાજય થયો, પણ તેને આનદ ઊપજ્યો; અને દાદાસાહેબને? —

માનવતા ઉપરનો એમનો વિશ્વાસ દઢતર બન્યો.

*　　　　*　　　　*

ફોજદારી કેસ એટલે ખોટા લગાડવેડા અને જૂઠાણા. તેથી દાદા સાહેબ તે વર્જ્ય લેખતા પરંતુ દીવાની દાવા પણ શુ કઈ સત્યથી ચાલે છે? પથ્થર કરતા ઈંટ પોચી એટલો જ તેનો અર્થ. બીજા સૌ વકીલ-મિત્રો અને અસીલોના હાથ અસત્યથી ખરડાયેલા હોય છે તે કાદવ વચ્ચે કામ કરી પોતે ચોખ્ખા રહેવાનો પ્રયત્ન દાદાસાહેબ કરતા એમ કરવુ કાજળની કોટડીમા રહીને અગને કાળો ડાઘ ન લાગવા દેવા જેટલુ મુશ્કેલ હતું ખરાનુ ખોટુ કરવુ, શૂન્યમાથી નવા પુરાવા નિર્માણ કરવા, એવા બનાવટના પ્રકાર કોર્ટમા ડગલે ને પગલે દેખાતા હોય છે. તેની ચાનક લગાડનારો એક પ્રસંગ બની ગયો.

એક વિધવા હતી તેણે એક છોકરો દત્તક લીધેલો તેના આધાર પેટે તેના મરનાર ધણીએ કરી મૂકેલુ વસિયતનામુ હતુ તે કર્યું હતુ ૧૯૦૪ની સાલમા પણ તે ખોટુ છે એમ કહેનારા હિતેચ્છુઓ નીકળ્યા ૧૯૩૫ની સાલમા! વસિયતનામુ સાચુ હોવાનુ સાબિત કરવાની જવાબદારી તે વિધવાના પોતે વકીલ હોવાથી દાદાસાહેબ ઉપર આવી પડી

૩૧ વર્ષ પહેલાના પુરાવા મેળવવાના, પણ તે કેટલા મળે? પેલું વસિયતનામુ મૃત્યુ પામેલા પતિના પોતાના હાથે લખાયેલુ હતુ તેની ઉપર સાક્ષી તરીકે સહીઓ કરનારામાથી ફક્ત એક જ વ્યક્તિ હયાત હતી. વસિયતનામાના હસ્તાક્ષર પેલી મરનાર વ્યક્તિના જ છે એ સાબિત કરવા દાદાસાહેબે મરનારના હાથના લગભગ ૨૦૦ કાગળપત્ર એકઠા કર્યાં. પરંતુ સાક્ષી તો એક જ હતો તેને રજૂ કર્યો ત્યારે એક વકીલ મિત્ર તેમને વણમાગી સલાહ આપી: 'તમારે યશ જોઈતો હોય તો બીજા બેચાર સાક્ષી પણ તમે ઊભા કરો.'

દાદાસાહેબ: 'એ ખરું, પણ હું સાક્ષીઓ ક્યાથી લાવુ? એ વખતનો બીજો એકેય સાક્ષી આજે હયાત નથી.'

વકીલમિત્રઃ એમાં શું? જોઈએ તેટલા સાક્ષી મળી શકે છે.

દાદાસાહેબઃ એટલે મારે છડેચોક ખોટા સાક્ષીઓ ઊભા કરવા એમ તમારું કહેવું છે? તો પછી સત્ય ક્યાં રહ્યું અને ન્યાય શાનો મળવાનો?

વકીલમિત્રઃ તે માટે આપણે અહીં આવ્યા નથી. કેસ જીતવો એટલું જ આપણું કામ. ન્યાય-અન્યાયના ચુકાદો કરવાનું કામ ન્યાયાધીશનું.

દાદાસાહેબઃ તો પછી ન્યાયાધીશને સાક્ષીઓનું જૂઠાણું પકડી પાડતા આવડશે નહિ એવું તમને લાગે છે?

વકીલમિત્રઃ અલબત્ત! સાક્ષીઓને બરાબર પઢાવ્યા હોય એટલે પત્યું, અને ન્યાયાધીશને શું? એ તો કાગળો ઉપર દેખાય તે જ ખરું માને છે.

દાદાસાહેબઃ તમારો મત ગમે તે હોય, પરતુ મારું ધોરણ તો નક્કી છે અને તે એ કે અસત્ય માર્ગે કેસ જીતવા કરતા સત્ય કહી કેસ હારી જઈશ તો પણ મને વાંધો નથી; એવું હું મારા અસીલોને અગાઉથી સ્પષ્ટ કહી દઉં છુ.

આવુ સત્યનિષ્ઠ ધોરણ વ્યવહારમા શરૂઆતમા તો નુકસાનકારક જ લાગે પરતુ છેવટે એ પણ લાભદાયક જ નીવડે છે. આથી જે માનસિક શાંતિ મળે છે તેનુ તો મૂલ્ય થઈ શકે તેમ નથી પરતુ મૂલ્ય કરવા જેવો લૌકિક યશ પણ થોડાએક વખત પછી મળવા લાગે છે. સત્યના વૃક્ષને મોડેથી ફળ આવે છે એ સાચુ, પણ તે અત્યંત મધુર હોય છે—લાબા વખત સુધી ટકનારા હોય છે લોકોનો વિશ્વાસ સત્યનિષ્ઠ માણસને લાભ કરે છે અને તે જ કોઈ પણ ધધાની ખરી મૂડી છે—અમૂલ્ય અને અક્ષય! દાદાસાહેબને પોતાના જીવનમા આવા મધુર ફળ વધારે ને વધારે મળવા લાગ્યા તેમનુ જીવન એટલે આવા સત્યથી સ્વાદિષ્ટ થયેલા અને નીતિથી રસછલકતા, મધુર ફળોની છાબડી જ!

પ્રામાણિકપણા ને શ્રમપરાયણતાનો સાથ મળે એટલે યશ દૂર નથી રહેતો હાઈડ્રોજન ઑક્સિજનના સયોગથી પાણી પેદા થવાનુ જ. દાદા-

સાહેબ ફક્ત પ્રમાણિક જ હોત તો પણ લોકોએ તેમને માન આપ્યુ હોત, પરતુ વ્યવહારમા યશ મેળ યો જ હોત એમ ન કહી શકાય તેમણે વકીલાતમા યશ અને ધન બને મેળવ્યા એનુ કા ણુ તેમની પરિશ્રમવત્તિ મૂળથી બુદ્ધિ તો તેજસ્વી હતી જ ધધાની સરાણ ઉપર ઘસાઈને તે અધિક તીક્ષ્ણ બની કોઈ પણ કેસ હાથમા લેતા ત્યારે તેના તમામ કાગળિયાંનો ઝીણવટપૂર્વક તેઓ અભ્યાસ કરતા અને કાયદા ઘડનારાઓના મનમા કયો હેતુ હશે તેનુ સપૂર્ણ સશોધન ક તા મૂળ સુધી ગયા સિવાય તેમને ચેન પડતુ નહિ. એકાદ વૃક્ષ ઉથલાવવુ હોય તો ફક્ત એના ઉપ ના પાદડા તોડયે ચ લતુ નથી, દૂર દૂર સુધી ફેલાયેલા મૂળિયા પણ ખોદી કાઢવા પડે છે તેવુ જ મુકરદમાની બાબતમા દાદાસાહેબ તમા ખુબ શ્રમ લેતા એક મુકદ્દમામા તો તેમણે એક કાયદો એક વાર નહિ, બે વાર નહિ, પરતુ બાર વાર અથથી ઇતિ સુધી વાચી કાઢેલો !

૧૯૨૩ની માનની વાત —

અમદાવાદ નગરપાલિકાએ એક શહેર સુધારણા યોજના ઘડી જમાલપુર નામના વિસ્તારમા રસ્તા બાધવા, રસ્તા ઉપર દીવા કરાવવા, પાણી પૂ રુ પાડવુ, ક્રીડાગણ તૈયાર કરવા, વગેરે સુખ સગવડ ત્યાના લોકો માટે કરવામા આવનાર હતા સાથે સાથે ઢોરનુ બજાર, ગાયોની ગમાણ અને રબારીઓના ઘર બાધી આપવા શહેરને સગવડ આપવાનો પણ નગરપાલિકાનો વિચાર હતો

વિચાર તો સારો હતો, પરતુ તેનો આચાર કરતા અન્યાય થઈ રહ્યો હતો આ સુધારણાની અને સુખસગવડની કિંમત પેટે એ વિસ્તારના પેલા લોકો ઉપર એક નવો ભારે કર નગરપાલિકાએ નાખ્યો

એની વિરુદ્ધ ત્યાના લોકોએ અરજીઓ કરી, પરતુ એ તો નગર-પાલિકાની કચરાપેટીમા ગઈ, ત્યારે ૫૦ ૬૦ નાગરિકોએ નગરપાલિકા ઉપર કેસ કર્યો તે માટે ૨૫ ૩૦ વકીલ ઊભા રહ્યા દાદાસાહેબ પાસે એ કેસ આવ્યા બધા વકીલ પોતપોતાના અસીલ ઉપરનો કર રૂપિયે એકઆનો બેઆના ઓછો કરાવવા માથાકૂટ કરતા હતા, પણ દાદા

સાહેબની રીત તો જુદી જ હતી.

તેમણે આખા પ્રકરણનો પ્રારંભથી અભ્યાસ શરૂ કર્યો. નગરપાલિકાએ શહેરસુધારણા માટે એકંદરે કેટલો ખર્ચ કર્યો, તેમાંની કેટલી રકમ ખાસ જમાલપુર વિસ્તાર માટે ખરચાવાની હતી અને કેટલી રકમ આખા શહેરની સુખ-સગવડ માટે ખરચાવાની હતી એનો તેમણે હિસાબ કર્યો. આંકડા,-આંકડા,-આંકડા! તમામ હિસાબ આંકડાનો! કૉલેજની પરીક્ષા માટે પણ તેમણે આટલી આંકડાકૂટ કદી કરી નહિ હોય. ઘરના કારભાર માટે આટલા આંકડા માંડવાનું કામ તેમણે કદીયે કર્યું નહિ હોય પરંતુ આ કેસમાંથી માર્ગ કાઢવા માટે આંકડાના જંગલમાંથી તે બુદ્ધિની કુહાડી ચલાવતા ચાલ્યા.

અને છેવટે તેમને જણાઈ આવ્યું કે એકંદર સુધારણા યોજના સારુ નગરપાલિકા જે ખર્ચ કરનાર છે તેની ખરેખર બેવડી રકમ 'સુધારણા-કર' પેટે જમાલપુરના નાગરિકોના માથા ઉપર લાદવામાં આવી છે. આ ખુલ્લેખુલ્લો અન્યાય નહોતો? બીજું, તમામ ખર્ચની કેટલીક રકમ તો આખા શહેરની સુખસગવડ માટે ખરચાવાની હતી. એ રકમ બધા જ નાગરિકો પાસેથી વસૂલ કરવી જોઈતી હતી, ફક્ત જમાલપુરના રહેવાસીઓ પાસેથી જ નહિ. કેસનાં કાગળિયાં ઉપર આવો સ્વચ્છ પ્રકાશ દાદાસાહેબની શ્રમશીલ બુદ્ધિએ નાખ્યો. અને, આવા દારૂગોળાનું પીઠબળ હોવાને લીધે યશનો કિલ્લો સર કરવાનું શાનું મુશ્કેલ રહે?

પંચ સમક્ષ કેસ ચાલ્યો. એકાદ કુશળ અને સુસજ્જ સેનાપતિની માફક દાદાસાહેબ જ્યારે એકએક મુદ્દો આગળ લાવવા માંડ્યા, એકએક પુરાવો રજૂ કરવા લાગ્યા, ત્યારે પંચને ખાતરી થતી ગઈ કે કર ખરેખર અન્યાયકર્તા છે. તેમણે એકદમ કહ્યું કે તમારા અસીલોનો કર અમે ૧૦ ટકા ઓછો કરીએ છીએ પરંતુ તેટલાથી દાદાસાહેબનું સમાધાન કેમ થાય? તેમણે આંકડાઓ વડે દેખાડી દીધું કે નગરપાલિકાનું પગલું, પેલા કામમાં થનારા ખર્ચથી બેવડી રકમ વસૂલ કરવાનું નગરપાલિકાના

અધિકારની બહાર છે પેવી આકડાઓની ફ્રોજ જોના જ પચોને પણ એ કબૂલ કરવુ પડયુ અને અર્ધો જ કર લેવો વાજબી છે એમ ઠર્યુ, અને તેમાથી ફ્લેગ પછી આખા શહેરના સુખ-સગવડ માટે થવાનો હોઈ સેંકડે ૧૦ ટકા છૂટ મળી

આ વાતની નુવાન્ત સર્વત્ર પ્રસરી ગઈ પછી શુ? કમળ ઉપર ગુજ ન કરનાર ભ્રમરોની જેમ બીજા અસીલો પણ દાદાસાહેબ પાસે દોડી આવ્યા તેમની કચેરીમા ભારે ભિડ થઈ–'અમારુ વકીલાતનામુ લો। અમારુ વકીલાતનામુ લો।' એમ બધા લોકો વિનવવા લાગ્યા

પરતુ એ કેવી રીતે શક્ય બને? દાદાસાહેબે આશરે બારેક કેસ લીધા પ.તુ તેમના એ જિલ્લાના જ નહિ, પણ તમામ કેસોને તેમણે યશ મેળવી અપાવ્યો તેમની મૂલગ્રાહી બુદ્ધિ અને વ્યાપક દૃષ્ટિને લીધે વકીલાતનો તેમનો ધધો પણ એક સાર્વજનિક સેવા જ બની ગયો હતો

* * *

સાર્વજનિક સેવાની દૃષ્ટિથી દાદાસાહેબ વકીલાતના સ્વાર્થી ધધામા પણ કેવી રીતે વર્તતા એનુ એક ઉદાહરણ નવલકથા કરતાય વધુ રસપૂર્ણ અને આકર્ષક છે

એક વૃદ્ધ સ્ત્રી હતી ઉમર આશરે નેવુ વર્ષની તેને બે દીકરા— તેમની ઉમર પણ સાઠની લગભગ. બને ભાઈ બગડ્ને, સોડાવૉટરનો વેપાર કરનારા—સચ્ચાઈપૂર્વક અને પ્રામાણિકપણે એકબીજા ઉપર તેમને પ્રેમ પણ ખૂબ પ.તુ બને વચ્ચે ઝઘડો થયો તેમની વચ્ચેનો આત્મિયતા શમે નહીં એકબીજાનુ મો જુવા ન બને! એટલે વડીલોનુ મોઢુ પ્રત્યે જોયુ

વડીલોપાર્જિત દુકાનમા નાનો ભાઈ બેસતો હતો. મોટાભાઈએ સ્વતત્ર દુકાન કઢી હતી બનેને સરસ કમાણી થતી હતી દસ પદર વર્ષ બને દુકાનો કમાણી કરતી ચાલી પછી, મદી આવી એટલે કહો અથવા કોઈએ કાન ફૂક્યા એટલે કહો, મોટા ભાઈએ વડીલોપાર્જિત દુકાનમા ભાગ માગવાની શરૂઆત કરી પોતે પોતાની સ્વતત્ર દુકાન ઉપરાન

પેલી મજિયારી દુકાનમા પણ ભાગીદાર છે એવો તેનો દાવો હતો.

નાના ભાઈને નવાઈ લાગી, પરતુ તેની મોટા ઉપર ખૂબ માયા. એટલે તેણે પોતાનું આજીવિકાનું સાધન વેચ્યું અને પચાસ હજાર રૂપિયાની રકમ મોટા ભાઈના પગ આગળ ધરી 'મોટા ભાઈ, આટલી જ મારી પૂજી આ સિવાય કઈ નથી. મારી પાસે હોત તો તે પણ તમને જ આપ્યું હોત તમે મારે મન બાપુજીની જગાએ છો હવે આનાથી વધારે કઈ માગતા નહિ —ભાગીદારીનો હક્ક ખજાવતા નહિ —વધારેની આશા રાખતા નહિ'

બને ભાઈ સાઠ વર્ષની ઉમરના—સમજુ અને પ્રેમાળ; પણ અહકાર ખરાબ! મોટા ભાઈએ ૫૦,૦૦૦ રૂપિયાનો ચેક તરત જ પાછો આપ્યો, તેના મનનો વળ જ એવો હતો તે બોલ્યો: 'મારે તારો ધર્માદો જોઈતો નથી હુ આ વડીલોપાર્જિત દુકાનમા ભાગીદાર છુ એ મારો હક્ક પહેલા કબૂલ કર; નહિ તો હું દાન તરીકે તારી પાસેથી ફૂટી બદામ પણ લેવાનો નથી'

જામી! ભાઈ ભાઈની જગી કુસ્તી જામી જેનારા ખૂબ હતા, પરતુ સમાધાન કરાવનારા કેટલા? દરેકની પાસે કાતર છે, સોયદોરા નહિ, દીવાસળીની પેટી અને ઘાસલેટની બાટલી છે, પાણીની ઝારી અને રેતીની ડોલ નહિ સૌ કોઈ ફાટેલી જગાએ આગળી ઘાલી વધારે જ ફાડે છે એમાયે વકીલવર્ગનુ તો પૂછવુ જ શુ? ઝઘડાઓ ઉપર તો તેમનુ જીવન નભે છે તે શા માટે ટટો શમાવે? મોટા ભાઈની જીદ કે તેણે મોટી ફી આપી છેક મુબાઈથી એક મોટો બૅરિસ્ટર કેસ ચલાવવા અમદાવાદ આણ્યો

નાના ભાઈના વકીલ દાદાસાહેબ સાઠીએ પહોચેલો પેલો ભાઈ અતરથી બોલ્યો: 'માવળકર સાહેબ, અમે બને ભાઈ હવે અદાલતમા સામસામે ઊભા રહેવાના એ કેવુ દુર્દૈવ! મારી ઘરડી માના અત કરણને કેટલી વેદના થાય છે તે કેવી રીતે વર્ણવુ? પણ હુ શુ કરુ? મારી પાસે

આથી વધારે પૈસા હોત તો એ તે બધા જ મોટા ભાઈના પગ આગળ મૂકી દીધા હોત. દમણા મારો ધંધો મંદીમાં છે એમણે દેવું કરીને પૈસા આપવા પડે તેવો વારો થયો પણ તેથી યે મોટાભાઈ ખુશ નથી થતા. તે છે તો ખૂબ પ્રેમાળ! પણ એવા જ ઉગ્રમિજાજી. તેઓ એકદમ ગુસ્સે થઈ જાય છે એનું જ પરિણામ છે આ કેસ; એને હું કેવી રીતે ટાળી શકું, કહો?'

આખરે અદાલતમાં કેસ આવી ઊભો. મુંબાઈના બૅરિસ્ટર પણ ભલા માણસ હતા. તેમણે દાદાસાહેબને કહ્યું: 'શા માટે આ ઝઘડો સમાવતો? એમાં છે શું? પ્રિવી કાઉન્સિલ સુધી બને ભાઈ જશે અને પૈસાનો ધુમાડો કરી મૂકશે માવળંકરજી, કંઈ બાંધછોડ કરવા જેવી નથી શું?'

'અલબત્ત, મારી તો તીવ્ર ઇચ્છા છે,' દાદાસાહેબે તરત જ ઉત્તર આપ્યો. 'મારા અસીલને તો પોતાના ભાઈની વિરુદ્ધ કોર્ટમાં ઊભા રહેવું, એ જ પ્રાણસંકટ લાગે છે, પરંતુ તમારા અસીલની હક એવી છે કે તેનો ભાગીદારીનો હક્ક સાબિત થતો હોય તો પાઈએ પાઈ ચૂકતે જોઈએ, નહિ તો એને એક પાઈ પણ નથી જોઈતી. તેમ છતાં ચાલો, આપણે એમાંથી કંઈક માર્ગ કાઢીએ.'

બને વકીલોએ ન્યાયાધીશને પોતે સમાધાનનો પ્રયત્ન કરી રહ્યા છે એમ જણાવ્યું. તેમણે પણ પ્રોત્સાહન આપ્યું. દાદાસાહેબને ઘેર જ તેમણે વાટાઘાટો કરવાનું નક્કી કર્યું. પરંતુ મોટા ભાઈએ એકદમ દુર્યોધનની ભૂમિકા અપનાવી. 'એનું મોઢું સુધ્ધાં જોવાની મારી ઇચ્છા નથી' એમ કહી તેણે વાટાઘાટો કરવા સાથે બેસવાનું ના કબૂલ કર્યું. પછી દાદાસાહેબે તેને પોતાના બંગલાના એક ઓરડામાં બેસાડ્યો અને નાના ભાઈને બીજા ઓરડામાં!

વાટાઘાટો દરમ્યાન આ ઓરડામાંથી પેલા ઓરડા તરફ અને પેલા ઓરડામાંથી આ ઓરડા તરફ જવા-આવવા માટે દાદાસાહેબને કેટલાક

માઈલની મજલ કરવી પડી! પૂરા ૭ દિવસ આ સમાધાનનું મંથન ચાલુ રહ્યું. છેવટે આ મથનમાંથી નવનીત નીકળ્યું. તડજોડ થઈ. નાના ભાઇએ હપ્તેથી પૈસા આપવા એવું મોટાભાઈએ કબૂલ રાખ્યું. બંને ભાઈઓએ માવળંકર અને બૅરિસ્ટરને લવાદ નીમ્યા અને તેમનો નિકાલ કોર્ટમાં નોંધવામાં આવ્યો. બને ભાઈઓનાં તૂટેલાં મન સધાયાં—

'વાહ! વાહ! આ તો ખૂબ જ સરસ ફળ મળ્યું. આવું તો દુર્લભ હોય છે, કજિયાદલાલની દુનિયામાં. એટલે તો હું તમને બધાને—પેલા બને ભાઈઓને પણ—ચાપાણી માટે આમત્રણ આપું છું.' એમ કહી ન્યાયાધીશે બધાને ચાપાણી પાયાં. કેટલાયે વર્ષો બાદ પેલા વૃદ્ધ ભાઈઓ સાથે ચા પીતા હતા પ્રેમની સાકર ભેળવેલી પેલી ચા તેમને કેવી મીઠી લાગી હશે?

અને એ ઘરડા ભાઈઓ હાથમાં હાથ મિલાવી હસતા બોલતા પોતાની વૃદ્ધ માતાને પગે પડવા ગયા ત્યારે સાત્વિક આનંદનો કેવો સાગર ઊછળ્યો હશે! તે આનંદની કલ્પનાથી જ દાદાસાહેબના અન્તઃકરણમાં પ્રસન્નતાના લાખો દીવા ઝગમગી રહ્યા!

આવા જ સાત્વિક આનંદની બીજી એક દિવાળી! ૧૯૨૩ની સાલની એક વાત અમદાવાદના એક સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ. મોટા કારખાનાવાળા. રિદ્ધિ-સિદ્ધિ તેમને ઘેર પાણી ભરે લક્ષ્મીની પૂર્ણ કૃપા. તેમનો વેપાર ખૂબ, અને તેમા માથાકૂટ પણ ઘણી અને એમાથી નીપજતા કેસ પણ અસંખ્ય!

એક વખત તેમની ઉપર આવકવેરા ખાતાએ આપત્તિ આણી. ૮૮,૦૦૦ રૂપિયા તાબડતોબ ભરી દેવા એવો હુકમ તે ખાતાએ છોડયો. તરત જ પેલા શેઠે દાદાસાહેબને તેડાવ્યા તેમની ઉપર તેમનો સંપૂર્ણ વિશ્વાસ હતો. 'દાદાસાહેબ, હમણા જ મુબાઈ જાવ અને આ કેસ જીતી આવો.'

'શેઠ, કેસ તો જોખમભર્યો દેખાય છે. લગભગ લાખ રૂપિયાનો

સવાલ છે એટલે મુબાઈના એમદ બેગ બૅરિસ્ટર રોકીએ એ આપણા હિતમા છે '

'ના ના તમારી કાર્યશક્તિ ઉપર મને વિશ્વાસ છે—તમને પોતાને નહિ હોય એટલો. વિશ્વાસ છે તમે જરૂર સફળ થશો અને નહિ થાવ તો કાઈ નહિ, મને તેની પરવા નથી હુ તો તમારા હાથમા એ કેસની સઘળી જવાબદારી સોપુ છુ

તે ઉદ્યોગપતિના મુનીમ સાથે દાદાસાહેબ મુબાઈ જવા રવાના થયા તે છતાય તેમને લાગતું જ હતું કે પોતાની વ્યક્તિગત કોઈ ઉણપને કા ણે શેઠને નુકસાન ન થવુ જોઈએ એ લે તેમણે ત્યાના એક કસાયેલા કાયદા નિષ્ણાતની સલાહ લેવાનુ નક્કી કર્યું પરતુ તે અગાઉ આવકવેરાની કચેરીમા જઈ આવવુ જરૂરી હતું એટલે તે ત્યા મુનીમ સાથે ગયા કમિશનર અગ્રેજ હતા સજ્જન અને ન્યાયી તરીકેની તેમની નામના હતી તેમને મળીને દાદાસાહેબે પોતાના આગમની રૂપરેખા કહી ત્યારે —

તો હમણા તમારો કેસ હાથ ધરીએ

'એમ કેમ બને?

'કેમ એમા શુ વાધો છે?'

અહીંના નિષ્ણાત બૅરિસ્ટર રોકવાનો અમારો વિચાર છે હું નવો સવો છુ

'પણ એમા શુ છે? કેસનો નિકાલ ખરા પુરાવા ઉપર થાય છે, વકીલ ઉપર નહિ તમે પોતાના પુરાવા સરળ રીતે રજૂ કરો એટલ પ ર્યું એમા બીજા કેઈની મદદ શુ કામ જોઈએ? હુ સભાળી સર્વશ બીજુ બધુ

દાદાસાહેબે પોતાની વાત સચોટ અને સ્પષ્ટ રીતે રજૂ કરી એમાની સત્યનિષ્ઠા પેલા કમિશનરને પસંદ પડી તેણે તેમનું કહેવુ માન્ય કર્યુ અને ૮૮,૦૦૦ રૂપિયાની છૂટ આ ી દાદાસાહેબના યશનો પ્યાલો છલોછલ ભરાયો—અને તે પણ કલ્પના નહોતી એટલો જલદીથી! સરળ રીતે જ કેસનો નિકાલ પણ આવી ગયો

પરંતુ એક અલૌકિક અનુભવ દાદાસાહેબને અમદાવાદ આવ્યા બાદ થયો એ અત્યારના ભૌતિકવાદી જમાનામાં માન્યામાંય નહિ આવે એવો અદ્દભુત હતો. એક વિલક્ષણ મીઠો ઝઘડો દાદાસાહેબ અને તેમના અસીલ ઉદ્યોગપતિ વચ્ચે થયો.

ઉદ્યોગપતિ: પડી ને મારી ભવિષ્યવાણી સાચી? અરે દાદાસાહેબ, તમારું પાણી મારી આંખોએ ક્યારનુંયે ઓળખી કાઢ્યું છે આપના ગુણની કિંમત કરતાં અમને આવડે નહિ પણ, વ્યવહાર છે એટલે આપની ફી કહો.

દાદાસાહેબ: ફી શાની લેવાની હોય? કંઈ જ મહેનત પડી નથી મને તો. મુંબાઈ ગયો અને તરત જ યશ મળ્યો.

ઉદ્યોગપતિ: ઠીક, પણ એમ કેમ ચાલે? મેં આપને ફૂલ નહિ તો ફૂલની પાંખડી પેટે ૧૦,૦૦૦ રૂપિયા આપવાનું નક્કી કર્યું છે.

દાદાસાહેબ: દસ હજાર! અને તે પણ શા સારુ!? છટ્ છટ્. એ પૂરતું તો મેં કઈ જ કામ કર્યું નથી. એટલા પૈસા લઉં તો મારું મન જ મને કોરી ખાવા લાગે. એ તો કાયદેસર લૂંટ જ થઈ ને? બહુ બહુ તો ૨,૦૦૦ આપો એટલે પત્યું.

ઉદ્યોગપતિ: બે હજાર ફક્ત હું ઓછા કરું છું, એટલે પત્યું. આઠ હજાર તો તમારે લેવા જ જોઈએ ના કહેશો તે નહિ ચાલે.

દાદાસાહેબ: આ તો કેવળ અન્યાય થઈ રહ્યો છે. મહેનત અને મૂલ્ય, એમાં કઈ ન્યાય હોવો જોઈએ કે નહિ!

ઉદ્યોગપતિ: હવે તો હું આપનું કંઈ પણ સાંભળનાર નથી.

દાદાસાહેબ: અને હું પણ આપનું કંઈ સાંભળનાર નથી.

(કેટલોક વખત શાંતિ પથરાઈ ગઈ.)

ઉદ્યોગપતિ: હું એક સમાધાન સૂચવું છું તે કબૂલ છે કે નહિ તે કહો.

દાદાસાહેબ: બોલો.

ઉદ્યોગપતિ: આપણે ઝઘડો ચાર હજાર રૂપિયાથી પતાવીએ. એટલી રકમ તો આપે લેવી જ જોઈએ તો જ મને શાંતિ થશે.

આવી શેઠટી રીતના સમાધાનથી આ અલૌકિક ઝઘડો પત્યો. પણ પેલા સાધનસંપન્ન અને ઉદાર ઉદ્યોગપતિએ આગળ જતાં યોગ્ય સમય આવતાં દાદાસાહેબ ઉપરની દાઝ ઉતારી જ!

દાદાસાહેબના સૌથી મોટા પુત્રનું લગ્ન હતું. લગ્નનું નિમંત્રણ બધાને અપાયું. એ નિમંત્રણપત્રિકાની નીચે દાદાસાહેબે સ્પષ્ટ સૂચના આપી કે હતી લગ્નમાં કોઈએ પણ ચાંલ્લો લાવવો નહિ. પણ એ લક્ષમાં કોણ લે?

સવારનો વખત. હોમહવન ચાલતાં હતાં. બ્રાહ્મણો મન્ત્ર ઉચ્ચારતા હતા. દાદાસાહેબ પીતાંબર પહેરી પાટલા ઉપર બેઠા હતા. એવામાં પેલા ઉદ્યોગપતિના મુનીમજી આવ્યા અને ખૂબ વિનયપૂર્વક 'જય ગોપાળ' કહી તેમણે દાદાસાહેબના હાથમાં એક પરબીડિયું આપ્યું.

'કેવું આ વકીલનું જીવન! લગ્ન જેવા મંગલ પ્રસંગે પણ કેસની કડાકૂટ આવીને ઊભી રહે! શેઠજીના કોઈક નવા કેસનાં કાગળિયાં હશે આ પરબીડિયામાં!' એવું મનમાં કંટાળીને કદાચ બોલતાં દાદાસાહેબે પરબીડિયું ફોડયું. અંદર જુએ છે તો શું!

'ચિ. બાબાસાહેબને લગ્ન પ્રસંગે શુભ ભેટ!' ૭,૦૦૦ રૂપિયાનો ચેક! એવી એક નાની સરખી ચિઠ્ઠી.

દાદાસાહેબના ચિત્તમાં પુણ્યપ્રકોપ ઊછળ્યો.

સાત્ત્વિક ભાવનાનો કલ્લોલ એમના અંતઃકરણમાં જાગ્યો. શેઠજીની ઉદારતા અને પ્રેમભાવથી તેમનું મન ગદ્‌ગદિત થયું, પણ તે બધી ભાવના ભારે સંયમપૂર્વક દબાવી તેમણે પેલા મુનીમજીને હસતે ચહેરે કહ્યું: 'શેઠજીને મારા પ્રણામ કહેજો, અને જણાવજો, કે હું આ ભેટ લઈ શકતો નથી, એ બદલ ક્ષમા કરે. એમની ભાવનાની અવગણના કરવાની મારી ઇચ્છા નથી, પરંતુ હું નાઇલાજ છું.'

નમસ્કાર કરીને દાદાસાહેબે પેલો સાત હજારનો ચેક મુનીમજીના હાથમા પાછો આપ્યો ત્યારે શિવાજી મહારાજની અમૂલ્ય ભેટો પાછી વાળનાર તુકારામ મહારાજે સ્વર્ગમાં કેવાં આનંદનાં આસુ સાર્યાં હશે! દક્ષિણ આફ્રિકામા મળેલી હીરા-મોતીની ભેટો સહજ ભાવે પરત કરનાર ગાંધીજીને દાદાસાહેબના ત્યાગની ખબર પડતા કેવો અપાર આનંદ થયો હશે!

શેઠજી નાખુશ થયા—અને આશ્ચર્ય પણ પામ્યા. લક્ષ્મીને વશ ન થનાર સજ્જનને તેઓ કાયમના વશ થયા. તેમણે પોતાના મનના સમાધાન ખાતર મોતીનો એક હાર લાવીને દાદાસાહેબની નવપરિણીત પુત્રવધૂના ગળામા ચૂપચાપ પહેરાવી દીધો; અને તેમના નિર્લોભીપણા ઉપર પોતાના ઉદારપણાની જીત મેળવ્યાનુ સુખ અનુભવ્યું.

આવી સચ્ચાઈને કારણે, શ્રમશીલતાને લીધે અને નિર્લોભીપણાને પ્રતાપે અમદાવાદના ઘણા બધા ઉદ્યોગપતિઓ અને મિલમાલિકોનો વિશ્વાસ દાદાસાહેબ ઉપર સહજ રીતે બેઠો. હજારો રૂપિયાની વકીલાત ફીના કેસ તેમણે કેટલીયે વાર પાછા કાઢયા. આવકવેરાના કેસોમાં તો તેમની બરોબરી કરનાર કોઈ જ નહોતું. તેઓ જ એ ક્ષેત્રમા સર્વશ્રેષ્ઠ બીજા એક આવકવેરાના કેસમા તેમણે પોતાના અસીલ પાસેથી સરકારે વસૂલ કરેલા ૪૦,૦૦૦ રૂપિયા પાછા મેળવી અપાવ્યા. તેમના સૌજન્યનો ભળતો લાભ ઉઠાવનારા નીકળેલા ખરા, પણ તે તો થોડા.

પોતે નિઃસ્પૃહ હોવાને કારણે દાદાસાહેબની છાપ બીજા વકીલો ઉપર તો પડે જ, પરતુ ન્યાયાધીશ પર પણ પડતી. એક વકીલ મહાશય એક કપનીના 'મુખત્યાર' તરીકે ૧૦ રૂપિયાના હપ્તા વસૂલ કરવા માટે ૮૦ રૂપિયાની ફી લેતા હતા અને કાયદા પ્રમાણે ન્યાયાધીશ તેમને સંમતિ આપતા હતા. સાત્ત્વિક સંતાપથી દાદાસાહેબે પેલા ન્યાયાધીશને ઠમકાવ્યા: 'આમ અવળા માર્ગને લીધે જ ન્યાય ખાતાને કાળી ટીલી

લાગે છે' ન્યાયાધીશે પોતાનો હુકમ રદ કરી નવો હુકમ કાઢ્યો. ન્યાયની કદર કરવી, સમાજમાં વિશ્વાસ કાયમ રાખવો અને માનવ સંબંધો સુખદાયી કરવા એ જ વકીલોનું કર્તવ્ય છે એવું દાદાસાહેબ માનતા —અને તેમ જ વર્તતા પણ!

* * *

આમ સાત્વિક સમાધાનથી મિષ્ટ થયેલો અને સેવાબુદ્ધિથી પવિત્ર બનાવાયેલો વકીલાતનો ધંધો દાદાસાહેબે પોતાના અગાઉના સંકલ્પ પ્રમાણે વીસ વર્ષ સુધી કર્યો ૧૯૧૩ની સાલમાં તેમણે કોર્ટમાં જે પગલું મૂક્યું તે ૧૯૩૭ની સાલ સુધી ગણ્યું આ ૨૪ વર્ષમાં ત્રણ વખત વિરામ પડ્યા—તે પણ રાષ્ટ્રની સેવા ખાતર. ૧૯૨૧ની સાલમાં અસહકારના આંદોલનમાં ભાગ લેવા માટે તેમણે વકીલાત મોકૂફ રાખેલી, ૧૯૨૭ની સાલમાં ગુજરાતના રેલસંકટમાં જનતાની સેવા કરવા માટે તેમણે પોતાની વકીલાતને અલ્પ વિરામ આપેલો અને ૧૯૩૩-૩૪ની સાલમાં રત્નાગિરિ ખાતે સરકારે તેમને સોળ મહિના નજરકેદ કરી રાખ્યા હતા, ત્યારે પણ તેમની વકીલાતમાં વિરામ પડેલો. દર મહિને બે-ત્રણ હજાર રૂપિયાની કમાણી કરી આપનારી વકીલાત પણ દેશસેવા માટે તેઓ બાજુએ મૂકી દેતા.

આવાં વીસ સુધી વર્ષ ચઢતી કમાણીથી અને વધતી કીર્તિથી દાદાસાહેબે જે સેવા અને સચ્ચાઈપૂર્વક વકીલાત કરી તેનું અનુભવ-અમૃત નવીન વકીલોએ સંઘરી રાખવા જેવું છે. પોતાના મેજ ઉપર સુવર્ણાક્ષરે લખી મૂકવા જેવી આ 'વ્યવસાયસ્મૃતિ' મહત્ત્વની છે. યશસ્વી વકીલના નીતિ સૂચો દાદાસાહેબે ભાવિ પેઢી માટે લખી મૂકેલાં છે તે આ પ્રમાણે છે:

### વ્યવસાયનાં આઠ સૂચો

૧. એક વાર કેસની ફી નક્કી થઈ ત્યાર પછી કામ ગમે તેટલું વધે તો પણ વધારે ફી માગશો નહિ.

૨. કેસ જીત્યા એ કારણે ખાસ ઇનામ માગશો નહિ. કેસ હારો તો ફી પાછી આપો ખરા? ખૂબ મહેનત લઈને કામ કરવું અને યશ મેળવવો એ વકીલનું કર્તવ્ય જ છે. તે માટે ફી ઉપરાંત બક્ષિસ માગશો નહિ.
૩. નૈતિક દૃષ્ટિએ અયોગ્ય હોય એવા કેસ લેશો નહિ.
૪. કેસ ચાલુ હોય ત્યાં સુધી પોતાના અસીલના વિરોધી પક્ષ સાથે કંઈ પણ વ્યવહાર કરશો નહિ. બીજા કેસ સુધ્ધાંમાં પણ તેનું વકીલાતનામું લેશો નહિ.
૫. ખોટા પુરાવો આપી અથવા તો દાખલો રજૂ કરી ન્યાયાધીશને બનાવવાનો પ્રયત્ન કદીયે કરશો નહિ.
૬. આજે કેસ ચાલવાનો નથી એમ જાણવા મળે તો પણ નક્કી થયેલા વખતે કોર્ટમાં હાજર રહો.
૭. એકાદ વકીલની જગાએ તમારે કામ કરવું પડે તો અસીલ ઉપર વધારે ફી લાદશો નહિ. વકીલવર્ગનું સંગઠન ભાઈચારા ઉપર રચાયેલું હોવું જોઈએ.
૮. ઐહિક ઐશ્વર્ય અથવા આધ્યાત્મિક વિકાસ, બને દૃષ્ટિએ તમારે એક સૂત્ર સાચવવું જ જોઈએ —તે એ કે, ચારિત્ર્ય. તમારું ચારિત્ર્ય શુદ્ધ રાખશો તો તમે સરસ દ્રવ્યપ્રાપ્તિ કરશો, સમાજમાં કીર્તિ પણ કમાશો અને હંમેશને માટે સુખશાંતિ મેળવી શકશો.

*

## ૪. જનસેવાની દોલત

'ભેખી, ક્યાં જાઓ છો?'

'હું નીચે જઈને આવું છું'

'કેમ? નીચે શું છે?'

'નીચે ગાંધીસાહેબ આવ્યા છે, તેઓ શું કહે છે તે સાંભળવા જઉં છું'.

'બેસો, રે બેસો! ત્યાં જઈને તમે વધુ શું શીખી આવવાના છો? ગાંધીસાહેબ આફ્રિકાથી આવ્યા એટલે શું ડહાપણનું પોટલું બાંધીને આવ્યા છે? તેમને વ્યાવહારિક જ્ઞાન શું છે? અરે, તેમનો એક એક સિદ્ધાંત જ જુઓને, કેવો વિચિત્ર છે! કહે છે જન્મભર બ્રહ્મચર્ય પાળો શું એ શક્ય છે? અને એ તમને શું વ્યવહારુ જ્ઞાન આપવાના છે? બેસો અહીં રમો પત્તાં, અને કરો મજા!'

બ્રિજ નામની પત્તાની રમત ખૂબ જામી હતી સરદાર વલ્લભભાઈ પટેલ અને તેમના ત્રણ વકીલ મિત્રો રમવામાં તલ્લીન થઈ ગયા હતા અમદાવાદ શહેરમાંની 'ગુજરાત કલબ'માં ૧૯૧૫ની સાલમાં એક દિવસે મધ્યાહ્ને ગાંધીજી આવ્યા ત્યારે ઓટલા ઉપર પત્તાની રમત ચાલુ હતી દાદાસાહેબ તે જોતા હતા તે એ કલબમાં તેમના દાદાની સાથે ૧૯૦૯ની સાલથી જતા હતા કલબમાં મોટા મોટા વકીલ-બૅરિસ્ટરોને મુકાબલે દાદાસાહેબ ત્યારે છોકરા જેવા દેખાતા એટલે તેમને બીજા સભાસદ લાડમાં 'બેબી' નામથી સંબોધતા આ તેમનું હુલામણું નામ ૧૯૧૯ની સાલ સુધી રૂઢ હતું

નીચે આંગણામાં ખુરશીઓ નાખી બીજી એક ટોળી ખુલ્લામાં બેઠી હતી ત્યાં ગાંધીજી આવ્યા બધાએ ઊઠીને તેમનું સ્વાગત કર્યું તેમનો પહેરવેશ એકદમ સાદો હતો. માથા ઉપર કાઠિયાવાડી પાઘડી,

શરીર ઉપર ખાદીનો જાડો ખરબચડો ઝભ્ભો અને ધોતિયું— જેમ તેમ ઢીંચણ સુધી પહોંચે એટલું ટૂંકું, આરામ-ખુરશી ઉપર બેસી ગાંધીજીએ થોડો વખત ચર્ચા કરી. બોલ્યા તે એકદમ ધીરા અવાજે, અને સીધીસાદી ભાષામાં. ન શરીરનું સૌંદર્ય, ન વકતૃત્વનું તેજ, ન પોશાકનો રુઆબ! તરત જ છાપ પાડે એવો બાહ્ય રંગનો એક પણ ગુણ નહોતો. ગાંધીજી પાસે અને 'ગુજરાત ક્લબ'માં તો એકઠા થયા હતા વાક્ચતુર વકીલો ને મોટા મોટા બૅરિસ્ટરો! એકદમ સૂટબૂટમાં સુસજ્જ થયેલા! સાવ સાહેબ જેવા દેખાતા! વલ્લભભાઈ શું, દાદાસાહેબ શું—બધા જ પાટલૂન, નેકટાઈ વગેરે પાશ્ચાત્ય પોશાકમા વટબંધ ફરતા. વલ્લભભાઈને તો ગાંધીજીના રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી અને સત્યાગ્રહ અંગેના વિચાર બિલકુલ ગમતા નહિ. તેમનો સ્વભાવ કરડો હતો, કડક હતો. એ કરડાઈને કારણે તેઓ ગાંધીજીની અને તેમના વિચારોની ચેષ્ટા-મશ્કરીઓ પણ કરતા.

દાદાસાહેબનો તો સ્વભાવ જ સૌમ્ય, મૃદુ, વિનમ્ર. કોઈને ચીડવવા-ખીજવવાનું તે કદીયે કરતા નહિ. તુચ્છભાવે તે કોઈની પણ સાથે ભૂલેચૂકેય વર્તતા નહિ. વલ્લભભાઈની મના લક્ષમાં ન લેતાં તેઓ નીચે ગયા અને તેમણે ગાંધીજીનો તમામ વાર્તાલાપ સાંભળ્યો. વાર્તાલાપમાં ભાગ લેવા જેટલી કે પ્રશ્નોતરીમાં ઊતરવા જેટલી હિંમત તેમનામા નહોતી. તેમની વૃત્તિ સંકોચશીલ હતી. અને વધુમાં ગાંધીજીનું આંતરિક મહત્ત્વ તેમની બુદ્ધિ ઉપર ઠસ્યું હતું. ગાંધીજીના આશ્રમમાં મોટે ભાગે દરરોજ તેઓ પ્રાર્થનામાં જતા.

શરૂઆતના દિવસોમાં ગાંધીજીનો આશ્રમ અમદાવાદ શહેરમા જ હતો. કોચરબ ગામમાં એક નાનુ સરખું મકાન ભાડે રાખી ગાંધીજી પોતાના થોડાક અનુયાયીઓ સાથે રહેતા હતા. આશ્રમમાં રહેણીકરણી સાદાઈભરી હતી. જમીન ઉપર એક શેતરંજી પાથરેલી રહેતી અને તેની ઉપર એક નાનું ઢાળિયું—મેજ મૂકેલુ રહેતું. મહેમાનોને બેસવા માટે એક નાનો બાંકડો હતો. ગાંધીજી આશ્રમમા ખુલ્લે શરીરે જ હોય તેઓ બોલતા ગુજ-

રાતીમા અને લખતા બરુની કલમથી કાગળ, સ્વદેશી પરબીડિયા ને ટપાલની ટિકિટ ચોટાડવા માટે પાણી રાખેલુ તેઓ પણ માટીના કોડિયા મા! દરરોજ ગાધીજીની સાથે આશ્રમના બધા સભ્યો દળવા ખાડવા પીસવા જેવા અગમહેનતના કામ કરતા, એટલું જ નહિ પણ શાક સમારવુ, રસોઈ કરવી અને રસોડામા પીરસવાનું પણ કામ તે બધા જ કરતા કાતવુ અને વણવુ એ તો તેમના અત્યત પ્રિય કામ

આ વિલક્ષણ સાદાઈ અને વિચિત્ર શ્રમપરાયણતા અગ્રેજી કેળવણી પામેલા દાદાસાહેબને વિચિત્ર લાગતી પરતુ ગાધીજીના વર્તનનુ સૌજન્ય અને ભાષાનુ માદવ તેમના મનને હરી લેતું રાજકારણમા પણ સત્યનિષ્ઠા અને નીતિનિષ્ઠા આચરવી જોઈએ, એ માનનીય ગોખલેનો ગુરુમત્ર ગાધીજી પોતાના જીવનમા સંપૂર્ણપણે ઉતારતા હતા ગાધીજીનુ આવુ અસામાન્યપણુ દાદાસાહેબની સૂક્ષ્મબુદ્ધિએ પારખી કાઢ્યુ હતું

વલ્લભભાઈ અને દાદાસાહેબનો સબધ ગાઢ બન્યો બને વચ્ચે સંપૂર્ણ ઘરવટ બધાઈ બન્નેના મકાન ભદ્રના એક ભાગમા આવેલા હતા—બરોબર આમસામા એક જણ બૂમ પાડે તો તે બીજાના ઘરમા સભળાય એટલા નજદીક મકાન હતા, ફક્ત એક રસ્તો જ વચમા આવતો વલ્લભભાઈના ઘરમા એકની તેમની દીકરી મણિબહેન હતી મા વિનાની અનાથ બનેલી બારતેર વર્ષની એ બાળા આખો દિવસ માવળકરના ઘરમા જ રમતી રહેતી

વલ્લભભાઈ અને ગાધીજી એ બે મહાન નેતાઓના સહવાસથી દાદાસાહેબના જીવનમા ક્રાતિ થવા પામી તેમની સેવાવૃત્તિના મૂળ આ ખાતર પાણીને લીધે જોરથી ફૂટી નીકળ્યા ૧૯૧૫ની સાલમા મુબાઈમા કૉંગ્રેસનુ એક ખાસ અધિવેશન લૉર્ડ સિંહાના પ્રમુખપદે ભરવામા આવ્યું હતું તેના સ્વયમેવક તરીકે દાદાસાહેબ ગયા હતા વધારામા સભામા સાભળવાનું મળશે, એવો સ્વાર્થી હેતુ ઘણા સ્વયસેવકોનો હોય છે પરંતુ દાદાસાહેબ તો ખરેખર સ્વયસેવક હતા સત્તાવીસ વર્ષની ઉમરે પહોચેલા

આ ગર્ભશ્રીમંત યુવાને, વકીલ તરીકેનો ઝભ્ભો શરીરે પહેરેલો હોવા છતાં, મુંબાઈના કૉંગ્રેસ અધિવેશનમાં સ્વયંસેવક તરીકે નાનુમોટું તથા સામાન્ય સફાઈ, ઈ.નું કામ પણ કર્યું. અધિવેશનમાં આવેલા જુદા જુદા પ્રાંતોના પ્રતિનિધિઓની જગાની સાફસૂફી પણ તેમણે જાતે કરી. તેઓનું ગમે તે કામ દાદાસાહેબ ખૂબ વિનયથી કરતા. બધો વખત તેઓ કામમાં જ લીન રહેતા. એને લીધે અધિવેશનનાં ભાષણો સાંભળવાનો તેમને બહુ જ ઓછો સમય મળેલો. સ્વાર્થ કરતા સેવાની જ કિંમત તેમને મન વધારે હતી. તેમનું આગળનું સમગ્ર જીવન પણ નીચેનાં ચાર સૂત્રોમાં વણાયેલું જણાય છે:

૧. પૈસાનો લોભ કરવો નહિ.

૨. કામનો લોભ જરૂર કરવો જોઈએ.

૩. કામ કર્યું એટલે કિંમત થાય છે.

૪. સેવા કરી એટલે સત્તા આવે છે.

બીજે વર્ષે, ૧૯૧૬માં, દાદાસાહેબને સેવાની એક મોટી તક સાંપડી. એ સાલના નવેંબર મહિનામાં અમદાવાદ ખાતે મુંબાઈ પ્રાંતિક પરિષદનું ૧૬મુ અધિવેશન ભરાવાનું હતું. ૧૯૦૭ની સાલમાં સુરતમાં કૉંગ્રેસમા ભંગાણ પડ્યા બાદ મવાળ રાષ્ટ્રીય પક્ષોની એકતા આ પરિષદમાં પ્રથમ વાર સધાતી હતી. પ્રમુખસ્થાને બૅરિસ્ટર ઝીણા હતા પરિષદની મોટા ભાગની વ્યવસ્થા વકીલવર્ગને હસ્તક હતી. ઘણાખરા હોદ્દેદારો વકીલો જ હતા. પરતુ દાદાસાહેબ રહ્યા નવયુવાન, બીનઅનુભવી મહત્વની જગાએ તેમના કોણ નિમણૂંક કરે? પત્રવ્યવહાર સમિતિમા તેમને મૂકવામા આવ્યા. તેમને પણ હોદ્દાની લાલસા તો નહોતી જ. કામ કરવાનો તેમને ઉત્સાહ હતો. કાર્યાલયમા જઈ સમયસર કામ કરનાર તેઓ એકલા જ હતા. શરૂઆતમા તો બધા કામ તેઓ એકલા જ કરતા. પત્રોના જવાબ લખવા, તે ટાઈપ થઈને આવે એટલે તેમની ઉપર મત્રીની સહીના સિક્કા મારવા, તેમને પરબીડિયામા મૂકવા, ટિકિટો લગાડવી અને છેવટે ટપાલમા નાખવા એ બધા જ કામ તેઓ કરતા.

પોતાનું કામ વ્યવસ્થિત હોવું જોઈએ અને આદર્શ પણ હોવું જોઈએ, એવી દાદાસાહેબની મહત્ત્વાકાંક્ષા હતી. ખરે ટાણે સભામાં કોઈ પણ ઠરાવ આવે અને તે વખતે જે કંઈ સૂઝે તે પ્રતિનિધિ બોલે, એ રીત દાદાસાહેબને ઠીક લાગી નહિ, એટલે તેમણે ઠરાવના કાચા મુસદ્દા તૈયાર કરવા માટે એક સમિતિ બનાવી. ઠરાવોનો વિષય પસંદ કરી, તેની ભાષાનો વિચાર કરી, કાચા મુસદ્દા દાદાસાહેબે જ તૈયાર કર્યા. અને પ્રાંતોની મહત્ત્વની રાજકીય સંસ્થાઓને તેમ જ વ્યક્તિઓને તે મોકલી આપ્યા. 'આ મુસદ્દાવાળા ઠરાવોનો વિચાર કરી આપને યોગ્ય લાગે તે સૂચનાઓ કરવી' એવા પત્રો પણ તેની સાથે લખી મોકલ્યા.

એ પ્રમાણે કેટલીક સૂચનાઓ આવી પણ ખરી. એ અનુસાર વિષયની કઈ બાજુ કયો વક્તા બોલશે તે પણ તેમણે આગળથી જણાવી દીધું. એને પરિણામે વક્તાને આગ્રહથી તૈયારી કરવાની તક મળી.

બીજું એક નાજુક પ્રકરણ દાદાસાહેબ સમક્ષ આવીને ઊભું રહ્યું. એ વખતે લોકમાન્ય ટિળક માંડલે જેલમાંથી છ વર્ષનો આકરો કારાવાસ ભોગવીને તાજા જ બહાર આવેલા. એને લીધે સમગ્ર દેશમાં તેમનો જયજયકાર થયેલો. એ કારાગૃહની 'કાળી કોટડી'માંથી 'ગીતારહસ્ય' જેવો આધ્યાત્મિક હીરો તેઓ લાવેલા. તેના અલૌકિક તેજથી બધાંની આંખોમાં ઝગઝગાટ થયેલો—ચમક આવેલી. કેટલાકે તેમને 'ગુરુ' તરીકે સ્વીકાર્યા, તો કેટલાક 'દેવ' કહીને પૂજવા લાગ્યા —પણ...

સુરતના કૉંગ્રેસ અધિવેશનમાં તેમણે મવાળ પક્ષને પરાજિત કર્યો હતો એ તે પક્ષના અનુયાયીઓ વીસરી ગયા નહોતા. તેઓ ટિળકની મહાનતા કેવી રીતે કબૂલ રાખે? તેમનું બહુમાન કેમ કરવા દે? અમદાવાદની સ્વાગત સમિતિમાં મવાળ વકીલોની ભરતી વધારે હતી. તેમણે ટિળકની નોંધ સુધ્ધાં લીધી નહિ. પરંતુ દાદાસાહેબ તો ગુણના ભક્ત હતા—તેજના પૂજારી હતા. તેમણે પોતાની જવાબદારી ઉપર લોકમાન્ય

ટિળકને પરિષદનું નિમંત્રણ મોકલાવ્યું. એ જ પ્રમાણે ટિળકે પણ પરિષદમાં આવીશ, એમ જણાવ્યું પણ ખરું.

રુકમિણીનો સ્વયંવર થયો. રાજા-રજવાડાં એકઠાં થયાં. જનમંધ શિશુપાલનાં પણ સ્વાગત થયાં. પરંતુ શ્રીકૃષ્ણ તરફ દૃષ્ટિ કોણ નાખે છે? તેમને પૂછે છે કોણ? એવી સ્થિતિ આ પરિષદમાં લોકમાન્યની હતી. સ્વાગત સમિતિએ નક્કી કર્યું કે ફક્ત પ્રમુખનું જ સરઘસ કાઢવું-બીજા કોઈનું નહિ. આનો અર્થ સ્પષ્ટ હતો, અને તે એ કે લોકમાન્ય ટિળકનું સ્વાગત કરવું નહિ. પણ—

થયું! લોકમાન્યનું સ્વાગત થયુ! ભવ્ય સ્વાગત થયું! પ્રમુખ કરતાયે જંગી સ્વાગત તેમનુ થયુ. તે માટે સ્ટેશન ઉપર આખુ શહેર ઊમટેલું અને ત્યાંથી તેમનું સરઘસ નીકળેલું. તે ખરેખર ભવ્ય, સુંદર અને પ્રચંડ હતું. રસ્તામાં ઠેકઠેકાણે તેમનું સન્માન કરવામાં આવ્યું. ચાર માણસોએ પોતાનાં બારીબારણાં બંધ કર્યા એટલે કંઈ સૂર્યનારાયણ પોતાનાં સહસ્ર કિરણો વડે પ્રકાશ ધન રેલાવવા ઊગ્યા વિના રહે ખરા? સ્વાગત સમિતિએ બહિષ્કારવાદી ટિળકનો લગભગ બહિષ્કાર જ કર્યો હતો, પરંતુ તેમનો તો ભવ્ય સત્કાર થયો. આ જાદુઈ લાકડી કોણે ફેરવેલી?

કોચરબ આશ્રમના જાદુગરે!

મહાત્મા ગાંધીજીએ એક નાનું સરખું નિવેદન બહાર પાડયું હતું. પહેલાં કર્યું અને પછી કહ્યું, એ ગાંધીજીની રીત પ્રમાણે પેલુ ચાર લીટીનું નિવેદન નીચે પ્રમાણે હતુંઃ

'લોકમાન્ય ટિળક જેવા અજોડ દેશભક્ત આપણા શહેરમાં પધારે છે. તેમનુ સ્વાગત કરવું તે દરેક શહેરીની ફરજ છે. તેમના સ્વાગત માટે હું સ્ટેશન પર જવાનો છું; સહુ શહેરીઓએ પણ આવવું એવી મારી આગ્રહભરી વિનતી છે.'

આ પત્રિકાની હજારો નકલો શહેરમા વહેંચવામાં આવી. જનતા પર તેની અસર જાદુ જેવી થઈ. તેને કારણે ટિળકના આગમન પ્રસંગે

સ્વનકારને બદલે પ્રચંડ જનમેદની જમા થઈ, બહિષ્કારને બદલે ભવ્ય સત્કાર થયો અને વેરાન મરુભૂમિની જગાએ મંગલ નંદનવન ખીલી ઊઠ્યું.

આ કરતાંયે કૉંગ્રેસની વધારે કીમતી સેવા કરવાની તક દાદાસાહેબને પાંચ વર્ષ બાદ સાંપડી. ૧૯૨૧ની સાલમાં અખિલ ભારતીય કૉંગ્રેસનું અધિવેશન અમદાવાદમાં ભરાયું. તે વખતે ગાંધીયુગનો અરુણોદય થયો હતો. અસહકારનાં સહસ્ર કિરણ દેશભરમાં પ્રસર્યાં હતાં. એક નવા પ્રકારનું અદ્ભુત તેજ જનતાના શરીરમાં સંચાર કરતું હતું અપૂર્વ ચૈતન્ય વડે સમગ્ર રાષ્ટ્ર થનગની રહ્યું હતું

ગાંધીજીના શહેરમાં આ વખતે ભરાનાર કૉંગ્રેસ અધિવેશન અભૂતપૂર્વ બની રહેવાનું હતું. દેશને ખૂણેખૂણેથી હજારો પ્રતિનિધિઓ આવવાના હતા. તેઓ મોટા-મોટા નેતાઓ હતા. તેમના રહેવાની, જમવાની, ટપાલની, વાહનની એમ બધા જ પ્રકારની વ્યવસ્થા બરોબર રીતે કરવાની જવાબદારી સ્વાગત સમિતિની હતી

સ્વાગત સમિતિના પ્રમુખ વલ્લભભાઈ હતા અને મંત્રીઓ દાદાસાહેબ અને ઇન્દુલાલ યાજ્ઞિક હતા. ઇન્દુલાલ શરૂઆતથી જ એ કામથી ફારેગ થઈ ગયા હતા. એને લીધે એકલા દાદાસાહેબને માથે મંત્રી તરીકેનું બધું જ કામ આવી પડ્યું. મંત્રી તરીકેનું નહિ, પણ બધાં જ કામ તેમની ઉપર આવી પડ્યાં. પ્રમુખ તેમ જ સમિતિના બીજા સભ્યો વધારે સમય ફાજલ પાડી નહોતા શકતા. એટલે દાદાસાહેબ રોજ સવારે ૭-૩૦ વાગતાં કૉંગ્રેસ કચેરીમાં જે જાય તે રાતે દસ વાગ્યા સુધી એકધારું, ખીંટીએ ચોટલી બાંધી હોય તેમ, તન તોડીને કામ કરતા. ફક્ત જમવા માટે નજીકમાં આવેલ પોતાને ઘેર જઈ આવતા. ચોખ્ખાઈના, સુવ્યવસ્થાના અને કાર્યક્ષમતાના આદર્શ બની રહેવું જોઈએ એવો તેમનો આગ્રહ હતો. વખતસર કામ કરવું તે તેમનો નિરધાર હતો.

દાદાસાહેબની જવાબદારી કેવળ બરોબર વ્યવસ્થા કરવાની જ

નહોતી, એ વ્યવસ્થાનો ખર્ચ કરકસરથી થાય, એ પણ તેમણે જોવાનું હતું કાર્યક્ષમતા જાળવીને કરકસર કરવી જોઈએ એમ બેવડી જવાબદારી તેમની ઉપર હતી એક પાઈ આખી રાત શોધવા બેસનાર એકનાથ મહારાજની એકતાનતાથી તેઓ આખોમા તેલ ઘાલીને કામ કરતા આમેય તેમણે કરકસરથી કામ કર્યુ જ હોત, પરતુ અમદાવાદ એટલે તો ગાધીજીની તપોભૂમિ! ત્યા એકદમ સાદાઈ જ હોવી જોઈએ અધિવેશનમા ખુરસીઓને રૂખસદ મળી ખાદીના પાથરણા પાથરવામા આવ્યા પ્રતિનિધિઓના તબૂઓ પણ ખાદીના રૂપિયા સાડાત્રણ લાખની કિંમતનુ ખાદી નગર ઊભુ થયુ નવા પ્રકારના ૬૦૦ સડાસ બનાવાયા જોડા અને બૂટ મડપમા સાથે લઈ જવાની મનાઈ હતી તેને માટે નબરવાળી ટિકિટ આપવાની વ્યવસ્થા કરવામા આવી જે કોઈને પોતાના પગરખાનો વિરહ થવા દેવો નહોતો તેમને માટે ચાર આનાની કિંમતે થેલીઓ વેચાતી આપવામા આવતી ફક્ત વીજળીના દીવા બધે ઝળહળતા હતા પ્રતિનિધિઓને અમદાવાદ શહેરનો પરિચય આપવા માટે હિંદી અને અગ્રેજીમા 'ગાઇડો' કાઢવામા આવી હતી સેંકડો સ્વયસેવકો રાતદિવસ દોડધામ કરતા હતા, આઠ આઠ કલાકની ત્રણ પાળીઓ કરી કામનો બોજો ઉપાડતા હતા એકલા હિસાબી કામકાજમા ૧૦૫ સ્વયસેવકોની જરૂર પડતી હતી 'ઇન્ડિયન નૅશનલ સર્વિસ' એ નામનુ એક સ્વયસેવક દળ ઊભુ કરવામા આવ્યુ હતુ

આ તમામ કામકાજનો ખર્ચ માથે ન પડે એટલા માટે પ્રેક્ષકોની ટિકિટોનો ભાવ વધારવામા આવ્યો હતો પહેલાના કૉંગ્રેસ અધિવેશનોમા ૧૦-૨૦ રૂપિયા ટિકિટોનો દર રહેતો પરતુ અહીં તો ૧૦૦, ૫૦૦, ૧,૦૦૦ ૫,૦૦૦ રૂપિયા જેટલો દર નક્કી કરવામા આવ્યો અધિવેશનમા નક્કી કરાયેલા પ્રમુખ દેશબધુ ચિત્તરજન દાસ માટે ખાદીનુ સિંહાસન મૂકવામા આવ્યુ હતુ અધિવેશનના આ મડપમા કાર્યક્ષમતા અને કરકસર એ બને બે બહેનોની જેમ ફેરફૂદરડી રમતા હતા તેવી જ

રીતે સાદાઈ અને સુશોભન હાથમાં હાથ મિલાવી સાથે વિહરતાં હતાં.

બરોબર અધિવેશન ભરવાના સમયે સરકારે દાસબાબુની ધરપકડ કરી, તો પણ હકીમ અજમલખાનના પ્રમુખપદે અધિવેશન તો ભરવામાં આવ્યું જ. બધાં ભાષણો અંગ્રેજી ભાષામાં થવાને બદલે હિંદીમાં થયાં. અધિવેશનની સાથે સાથે જ સ્વદેશીનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું, અને કોંગ્રેસજનોના મનોરંજન માટે એક સંગીત-પરિષદ પણ યોજવામાં આવી હતી. કાયદાભંગનો ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો અને વિઠ્ઠલભાઈએ તેને ટેકો આપ્યો. આ ઠરાવ કોંગ્રેસનો જાણે પ્રાણ જ હતો. અને એને પ્રતાપે સમગ્ર દેશમાં ચેતનનું નવું મોજું ઊછળ્યું.

લાખો લોકોથી થનગની રહેલું પેલું કોંગ્રેસ-નગર ચાર દિવસમાં તો પૂરું થઈ ગયું. પણ તેની પાછળની વ્યવસ્થા કરવાની માથાકૂટ કેટલી બધી હતી! અધિવેશનમાં ૧૮,૦૦૦ પ્રતિનિધિઓ આવ્યા હતા; અને પ્રેક્ષકો તો લાખોથીયે અધિક! કોંગ્રેસનું અધિવેશન પૂરું થયું તા. ૨૯મી ડિસેમ્બરના રોજ સંધ્યાકાળે, અને તા. ૩૦મી ડિસેમ્બરના રોજ બપોરના ૧૨ વાગતાં તો લાખો રૂપિયાનો પોતાનો હિસાબ પૂરો કરી દાદાસાહેબે કોષાધ્યક્ષ શેઠ જમનાદાસના હાથમાં રૂપિયા ૨૪,૦૦૦ની રકમ મૂકી. શેઠજી આશ્ચર્ય પામ્યા. બધા જ આશ્ચર્યચકિત થયાં. અત્યાર સુધીના કોંગ્રેસના ઇતિહાસમાં આવી તત્પરતા કદીયે નજરે ચડી નહોતી. એકાદ સાદું સમેલન હોય કે ગણેશોત્સવ હોય, પરંતુ તેનો જમાખર્ચનો હિસાબ પૂરો કરતા મહિનાના મહિના લાગતા હોય છે—અને કોંગ્રેસ તો રાષ્ટ્ર-વ્યાપી સંસ્થા! તેમાં લાખો લોકો આવેલા! તે માટે લાખો રૂપિયાની લેવડદેવડ થયેલી! તો પણ દાદાસાહેબે બીજે જ દિવસે બધો હિસાબ પૂરો આપ્યો, અને તેમાં સિલક રાખેલી તે તમામે તમામ રોકડ રકમના સ્વરૂપમાં આપી દીધી તે બદલ શેઠશ્રીને ખૂબ જ નવાઈ લાગી અને તેમણે હર્ષથી 'કમાલ કરી' એમ કહી દાદાસાહેબની પીઠ થાબડી. ગાંધીજી સુધ્ધાંએ તેમની ખૂબ પ્રશંસા કરી.

મોટાંની આવી પ્રશંસાની સાથે સાથે એક સાધારણ માણસના મોઢેથી અ કલ્પિત રીતે દાદાસાહેબને પોતાના કાર્યની વાહવાહ સાંભળવાનો પ્રસંગ સાપડ્યો. બીજા વર્ષના અધિવેશનમાં હાજરી આપી તેઓ આગગાડીમાં અમદાવાદ પાછા આવવા નીકળ્યા હતા. ગાડીમાં તેમને એક ગૃહસ્થ મળ્યા. તેઓ પણ અધિવેશનમાથી પાછા ફરતા હતા. બને વચ્ચે કંઈ ઓળખાણ-પિછાણ નહોતી. પરતુ વાત કરતાં-કરતાં અધિવેશનની વ્યવસ્થા સંબંધી વાત નીકળી ત્યારે નીચે મુજબનો મજાનો સવાદ તેમની વચ્ચે થયો. એમાં ખૂબી એ છે કે પેલા ગૃહસ્થને પોતે માવળકર સાથે વાત કરે છે એની કલ્પના સુધ્ધાં નહોતી—

ગૃહસ્થ: અધિવેશનમા કેટલી ગરબડ, ધમાલ અને અવ્યવસ્થા હતી! એકનાં પગખાં બીજાના પગમાં, બેસવાની વ્યવસ્થા નહિ, ભોજનની સગવડ ન મળે, કશુ જ ન મળે. જાણે મોટું બજાર ભરાયું હોય!

દાદાસાહેબ: અરે એ તો એમ જ ચાલવાનુ. ઠેક-ઠેકાણેથી લાખો લોકો એકઠા થાય એટલે કઈ ને કંઈ અગવડ પડવાની જ. આપણા જાત્રાનાં સ્થળોમાં એવુ નથી થતું?

ગૃહસ્થ: એવુ બોલો નહિ! આવું જ અધિવેશન અમદાવાદમા ભરાયું હતુ ને? ત્યાં હું ગયો હતો, અને તેની વ્યવસ્થાનુ કેવી રીતે વર્ણન કરું? ચારે બાજુ એકદમ સ્વચ્છતા, બધાં જ કામ એકદમ વખતસર અને બધુ જ જાણે પહેલાથી ગોઠવેલુ હતુ, એકદમ યત્રની જેમ વ્યવસ્થિત!

દાદાસાહેબ: એમ કે? કહો તો ખરા, એ અધિવેશન આવુ સફળ શાને લીધે થયુ હતુ?

ગૃહસ્થ: અરે, માણસો તો એના એ જ, પણ વ્યવસ્થાપક સારો હોવો જોઈએ. ત્યાં માવળકર હતા ને!

દાદાસાહેબ: તે હુ જ. આભાર!

આવી જ ચપળતા અધિવેશનનો અહેવાલ છપાવવામા પણ દાદા-

સાંઈએ દાખવી. આવતા અધિવેશનની સ્વાગત-સમિતિને એ ઉપયોગમાં આવે એ દૃષ્ટિએ કામકાજની નાનીનાની નોંધો પણ તેમાં તેમણે કરેલી. અને તે અહેવાલ છપાવ્યો સ્વદેશી કાગળ પર. આવો આ સર્વાંગ સુંદર અહેવાલ સને ૧૯૨૨ની સાલમાં ઑક્ટોબર મહિનામાં—એટલે બીજા અધિવેશન પહેલાં—પ્રસિદ્ધ થયો. આવી ઝડપ કૉંગ્રેસના ઇતિહાસમાં ભાગ્યે જ જોવા મળતી

અમદાવાદમા કૉંગ્રેસ અધિવેશનનુ સ્મારક થવુ જોઈએ, એવી બધાની ઇચ્છા હતી. તે માટે પણ દાદાસાહેબે ખૂબ મહેનત કરેલી. જ્યા પેલું અધિવેશન ભરાયુ હતું તે જમીન ૨૧ એકર હતી. તે રૂપિયા સાડાચાર લાખમા તેમણે માગી. પરંતુ જમીન માલિક રૂપિયા સાડાપાચ લાખની કિંમત કહેવા લાગ્યો. 'ટિળક સ્મારક નિધિ'માથી અમદાવાદના લોકોને ફાળે દસ લાખ રૂપિયા આવ્યા હતા. પરંતુ જમીનમાલિકે કહેલી કિંમત દાદાસાહેબને વાજબી લાગી નહિ આગળ ૧૯૨૮ની સાલમાં સરકારે ફક્ત દોઢ લાખ રૂપિયામાં તે જગા મેળવી આપી આ ઉપરાત શેઠ વાડીલાલ સારાભાઈના ટ્રસ્ટીએ સાડા પાચ લાખ રૂપિયાની અને શેઠ નગીનદાસે પોણો લાખ રૂપિયાની રકમ ભેટ આપી. એને પ્રતાપે આધુનિક સાધનસામગ્રીથી સુસજ્જ એવી જાણીતી વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ બાધવામા આવી અને તેને પ્રસૂતિગૃહ પણ જોડવામાં આવ્યુ ગરીબ બિચારાઓના રોગનિવારણ માટે કાયમની સગવડ ઊભી થઈ ગરીબોની વહારે ધાનાર કૉંગ્રેસની સ્મૃતિ કાયમી બની. આ દવાખાનાનુ ઉદ્ઘાટન સરદાર વલ્લભભાઈએ તા. ૧૩ ડિસેમ્બર, ૧૯૩૧ને રોજ કર્યું ત્યારે દાદાસાહેબ અમદાવાદ નગરપાલિકાના પ્રમુખ હતા આ ઇમારતના પ્રાગણમા એક સુદર ફુવારો બાધેલો છે અને તેની નીચે એક શિલાલેખ મૂકવામા આવ્યો છે:

'સને ૧૯૨૧ના ડિસેમ્બર માસમા ૩૬મી રાષ્ટ્રિય મહાસભાની યાદગાર

બેઠક આ સ્થળે ભરાઈ હતી. તે સમયનો આ ફુવારો સેવાધર્મની પ્રેરણા આપતો કાયમ રાખવામાં આવ્યો છે.'

બધાયે મુક્તકંઠે પ્રશંસા કરે તેવી આ સિદ્ધિ દાદાસાહેબને કેવી રીતે મળી? કર્ણના કવચકુંડળની જેમ તે જન્મગત હતી શું? તનતોડ કામ કરવું, બધા સાથે હળીમળીને વર્તવું અને ઝડપથી અને સારી રીતે કામ પતાવવા—એ ગુણો આત્મસાત કરતા પહેલાં દાદાસાહેબને ખૂબ તપશ્ચર્યા કરવી પડી હતી. ગાંધીજી અને વલ્લભભાઈના નેતૃત્વ નીચે એકાદ સાદા સૈનિકની જેમ તેઓ શિસ્ત અને આજ્ઞાપાલકતાથી વર્તતા; અને ગાંધીજીનું જીવન એટલે તો બસ-કામ, કામ ને કામ જ!

અમદાવાદમાં ૧૮૮૦ની સાલમાં 'ગુજરાત સભા' નામની એક સાર્વજનિક સંસ્થાની સ્થાપના થઈ હતી. તે જમાનાની રીત પ્રમાણે એ સભા લોકોની માગણીઓની અરજીઓ સરકારને મોકલતી. ૧૯૦૯ની સાલમાં મોર્લે-મિન્ટો સુધારા આવ્યા, ત્યારે તે વિષે અભિપ્રાય આપતું એક વિસ્તૃત લખાણ સભાએ સરકાર સમક્ષ પેશ કર્યું હતું. ૧૯૧૬ની સાલમાં ભરાયેલ પ્રાંતિક પરિષદમાં દાદાસાહેબની કાર્યશક્તિ ચમકી ઊઠી હતી, એટલે તેમનું નામ વલ્લભભાઈએ 'ગુજરાત સભા'ના મંત્રીપદ માટે સૂચવ્યું. તેમની નિમણૂક થઈ. એકંદરે ત્રણ મંત્રીઓ હતા. પણ મોટે ભાગે બધું કામ દાદાસાહેબે જ કરવું પડતું. 'આ મંત્રીપદ છોડો એટલે સરકારી વકીલ તરીકે તમારી નિમણૂક કરવામાં આવશે' એવું કહેણ સરકાર તરફથી આવ્યું પણ દાદાસાહેબને તો સરકારી નોકરીનો મોહ હતો નહિ એટલે સભાનું મંત્રીપદ સંભાળ્યું. સ્વાર્થને બદલે સેવાને એમણે અધિક મહત્ત્વ આપ્યું. લોકમાન્ય ટિળકે 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' કાઢતા પહેલાં મુનસફની જગા માટે અરજી કરી હતી. પણ તરત જ, એટલે ૧૮૮૦ની સાલમાં, એક સત્ર પછી ટિળકે સરકારના ખાનગી મંત્રીને જણાવી દીધું કે મારું નામ મુનસફની જગા માટેના ઉમેદવારોમાં મૂકતા નહિ,

('કેસરી' તા ૧૨-૪-૧૮૯૨) તેવુ જ વલણ આ સરકારી નોકરી અંગેનુ દાદાસાહેબનુ હતુ

૧૯૧૭ની સાલમા ગાધીજીના સૌમ્ય તેજના કિરણો ચપારણમા ફેલાયા ત્યાના મજૂરોની સ્થિતિ જોવા માટે તેઓ નીકળ્યા હતા તેવામા સરકારે તેમને મનાઈ કરી એ મનાઈહુકમનો ભગ કરી ગાધીજી આગળ ગયા એમનુ એ સત્યાગ્રહી શૌર્ય જોઈ સમગ્ર રાષ્ટ્ર વિસ્મય પામ્યું અમદાવાદમા આ બાતમી તારથી પહોચી તે વખતે 'ગુજરાત ક્લબ'મા દાદાસાહેબ, વલ્લભભાઈ વગેરે ચા પીતા બેઠા હતા ગાધીજીના પ્રતિકારની આ વાત વીજળીના ઝટકા લાગે તેમ બધાને ચમકાવી ગઈ! 'બાવળકર, આ ગૃહસ્થ ખરો મર્દ છે તેને જ આપણે હવે 'ગુજરાત સભા'નો પ્રમુખ બનાવીએ' એવો સહજ ઉદ્ગાર ત્યા નીકળ્યો

તે પ્રમાણે ગાધીજી ચપારણથી અમદાવાદ આવ્યા એટલે 'ગુજરાત સભા'ના એક મત્રી તરીકે દાદાસાહેબ તેમને મળવા ગયા અને સભાના પ્રમુખ થવાની તેમને વિનતી કરી તે તેમણે કબૂલ રાખી પછી પ્રમુખ અને મત્રીના સબધે ગાધીજી સાથે દાદાસાહેબનો સબધ ગાઢ બન્યો એને પ્રતાપે તેમને એ મહાત્માના જીવનનુ દર્શન નિકટતાથી કરવા મળ્યું ગાધીજીનુ જીવન તો આધ્યાત્મિક રત્નોનો ભડાર છે એવુ દાદાસાહેબને રોજેરોજ પ્રતીત થવા લાગ્યુ ગાધીજીના ત્યાગ વિનય, ચારિત્ર્ય, સત્યનિષ્ઠા, સ્વાભિમાન એટલે જાણે રત્ન માણેકોની ખાણ જ! ગાધીજીના રોજિંદા જીવનમા પણ સ્વદેશી વ્રત, રાષ્ટ્રીય કેળવણી, અસ્પૃશ્યતા નિવારણ વગેરે કામોનુ શિક્ષણ મળતુ પુસ્તકિયુ જ્ઞાન કે વ્યર્થ ચર્ચાની બડાશ ત્યા નહોતી—પણ નક્કર કામ ઉપર જ તમનો મદાર રહેતો

અને પરિગ્રહ અને અહકારની તો હવા પણ ત્યા સ્પર્શતી નહોતી એક વાર 'ગુજરાત સભા'ના કામ માટે દાદાસાહેબ ગાધીજીના સાબરમતી આશ્રમમા ગયા હતા કામ પૂરૂં કરવા તેમને રાતે ત્યા જ રહેવુ પડ્યુ

તેઓ ત્યાં જ સૂતા. સવારે ઊઠીને તેમણે પોતાની પથારી વાળી અને તે ક્યાં મૂકવાની છે એ પૂછવા માટે ઓરડી બહાર ગયા. પાછા આવીને તેમણે શું જોયું? ખભે પેલી વાળેલી પથારી લઈ ગાંધીજી સામેથી આવતા હતા!

'તેમને જે જોઈએ તે આપજો,' એવી ગાંધીજીની આશ્રમવાસીઓને આજ્ઞા હતી. એને લીધે દાદાસાહેબને દૂધ, ફળ, શાકભાજી વગેરે ચીજ-વસ્તુઓ આશ્રમના નિયમ કરતાં વધારે અપાયાં હતાં. મચ્છરદાનીની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. ગાંધીજી પોતે સાદાઈનો કડક નિયમ પાળતા, પરંતુ મહેમાનને અગવડ પડવા દેતા નહિ.

'મણભર ઉપદેશ કરતાં કણ જેટલું કાર્ય વધારે સારું' એ ઉક્તિનો અમલ ગાંધીજીના જીવનમાં ડગલે ને પગલે દાદાસાહેબને દેખાવા માંડયો. દાખલા તરીકે, પત્રવ્યવહારના કાગળ જેવી એક સામાન્ય બાબત. 'ગુજરાત સભા'ના પ્રમુખ તરીકે ગાંધીજી નિમાયા પછી સભાના કાગળો ઉપર દાદાસાહેબે છપાવ્યું:

પ્રમુખ

શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી

બાર-ઍટ-લૉ.

ગાંધીજીએ એ કાગળો જેવા જોયા કે તરત જ દાદાસાહેબને પૂછ્યુઃ 'આ શા માટે છપાવ્યું છે? હું હવે બૅરિસ્ટર નથી—પણ ખેડૂત અને વણકર છુ.' આને લીધે દાદાસાહેબના મનમાંથી વિદ્વત્તાનો અને વકીલાતનો તમામ અહંકાર આપોઆપ ઓગળી ગયો. દાદાસાહેબે પોતાનો તમામ અંગત પત્રવ્યવહાર દેશી ભાષામાં શરૂ કર્યો

દાદાસાહેબમા સત્યનિષ્ઠા અને સેવાવૃત્તિ તો પહેલેથી જ હતાં. 'ઇન્ડિયન લૉ રિપોર્ટર' માસિક વકીલવર્ગને ખૂબ ઉપયોગમાં આવે છે. તેનુ વાર્ષિક લવાજમ સાડા બાવીસ રૂપિયા હતુ, પરંતુ લૉ કૉલેજના વિદ્યાર્થીઓને

માટે ફક્ત દસ રૂપિયા રાખવામાં આવ્યું હતું. એવા એક વિદ્યાર્થીનો દાદાસાહેબ ઉપર પત્ર આવ્યો કે મારે નામે આપને મારે માસિક મંગાવું છું એટલે આપનું અડધા કરતાં વધારે લવાજમ બચશે. આવા લબાડવેડા બીજા અનેક વકીલો કરતા હતા. પરંતુ દાદાસાહેબને પોતાના અકબંધ વર્તન ઉપર એટલોય ડાઘ પડે તે પાલવતું નહોતું. તેમણે એકદમ મના કરતો પત્ર પેલા વિદ્યાર્થીને લખી દીધો.

અનેક ગરીબ વિદ્યાર્થીઓને દાદાસાહેબ છૂટે હાથે મદદ કરતા—પૈસાની, પુસ્તકોની, તમામ પ્રકારની. પોતાની પાસેનાં જૂનાં પુસ્તકો તેઓ તેમને આપતા અને જરૂર હોય તો નવાં પણ ખરીદી દેતા.

દિવસે દિવસે ગાંધીજીના રાજકારણની ક્ષિતિજ વિસ્તીર્ણ થતી હતી અને તેની સાથે દાદાસાહેબનું કાર્યક્ષેત્ર પણ. તેઓ હોમરુલ લીગના સભ્ય બન્યા. ત્યાર પછી ગાંધીજીએ ભારત-વજીર સમક્ષ સ્વરાજ્યની માગણી કરતી જે અરજી કરેલી તે ઉપર હજારો સહીઓ દાદાસાહેબે એકઠી કરી. ગાંધીજીની પદ્ધતિ પ્રમાણે પેલી અરજી ટૂંકી હતી—માંડ પંદર લીટીની, અને તે પણ ગુજરાતી ભાષામાં લખેલી! તેનો અર્થ દરેકે બરોબર સમજી લઈ ને પછી સહી કરી છે એ સાહેબને ખબર પડે એ માટે તેનું અંગ્રેજી ભાષાંતર બીજા ખાનામાં છાપેલું હતું. આ પત્રિકાનું નામ પણ એકદમ સાદું હતું:

'શું છે અને શું જોઈએ છે?'

ત્રણચાર મહિના ગામડે ગામડે સેંકડો કૉંગ્રેસ કાર્યકર્તાઓ ચકરડીની જેમ ફરતા રહ્યા. ૧૦ લાખ સહીઓની અરજી ભારત-વજીર સમક્ષ પેશ કરવામાં આવી અને સ્વરાજ્યની એકમુખી માગણી કરાઈ.

ગુજરાતનો ખેડા જિલ્લો ૧૯૧૭ની સાલમાં દુકાળનો ભોગ થઈ પડ્યો. ખેતીનો પાક રૂપિયે ચાર આનીયે ઊતર્યો નહોતો. વિશ્વયુદ્ધથી જર્જર બનેલો અને પ્લેગથી પિસાયેલો ત્યાંનો ખેડૂત દુકાળની પીડામાં સપડાયો. તો પણ સરકાર તેની પાસેની મહેસૂલની રકમ જબરજસ્તીથી વસૂલ

કરવા લાગી. આ જુલમ વિરુદ્ધ 'ગુજરાત સભા'એ સરકાર પાસે દાદ માગી, તકરાર કરી, વિરોધ કર્યો. પણ પથ્થર પર પાણી!

'ગુજરાત સભા'ના મંત્રીઓ તરીકે દાદાસાહેબ માવળંકર અને કૃષ્ણલાલ દેસાઈએ કમિશનર પ્રૅટની આ બાબતમાં મુલાકાત માગી. તે તારીખ ૧૧ જાન્યુઆરી, ૧૯૧૮ના રોજ અપાઈ. એ દિવસે કમિશનર પાસે આ બંને મંત્રીઓ તેમ જ કારોબારીના બીજા સભ્યો પણ ગયા પરંતુ બીજા સભ્યોને મુલાકાત આપવાની કમિશનરે ના પાડી. આવી તો તેની ઉદ્ધતાઈ હતી. તે અપમાન ગળી જઈ બંને મંત્રીઓ મુલાકાતે ગયા.

એ મુલાકાતમાં પણ તેમને શું મળ્યું?—ધૃષ્ટતા જ!

પ્રૅટ: તમારી ઉંમર કેટલી?

માવળંકર: ૩૦ વર્ષની.

પ્રૅટ: હજી તમે બહુ જ કાચી ઉંમરના છો, બિન અનુભવી છો. હજી તમારી જવાબદારી તમે પૂરેપૂરી ન સમજી શકો. કદાચ તમારા પ્રમુખને જણાવ્યા વિના તમે આ નોટિસ બહાર પાડી દીધી છે.

માવળંકર: તેઓ જાણે છે એટલું જ નહિ, પણ તેમની સૂચનાથી જ તે બહાર પાડવામાં આવી છે.

દેસાઈ: એનો મુસદો ગાંધીજીએ જ કરેલો છે.

પ્રૅટ: હું દિલગીર છું. પણ ખેડા જિલ્લામાં યોગ્ય વહીવટ કરવાની કુલ જવાબદારી ત્યાંના કલેક્ટરની છે. આ નોટિસથી એમના હુકમનો અનાદર કરવાનું તમે ખેડૂતોને કહો છો એ તમે સમજી શકો છો

માવળંકર: અમારો હેતુ એવો નથી. આ નોટિસ દ્વારા અમે તો માત્ર સરકાર તરફથી છેવટનો નિર્ણય થતા સુધી જમીન મહેસૂલ ભરવાનું મુલતવી રાખવાની પ્રજાને સલાહ આપી છે. તે પણ તેઓ નિરંતર પૂછ્યા કરતા હતા તેથી. પ્રજાએ કલેક્ટરનો હુકમ ન માનવો એવો ભાવાર્થ છે જ નહિ.

પ્રૅટ: તમે વકીલ છો, તેથી તમે એટલું તો સમજી શકો કે દરેક વ્યક્તિ પોતે જે કામ કરે તેને માટે જવાબદાર ગણાય. આ નોટિસનો અર્થ એવો થાય કે પાકની આનાવારી કરવાનું તમે ખેડૂતને પોતાને જ સોંપી દો છો, પછી ભલે તે ગમે તેવો મામૂલી માણસ હોય.

દેસાઈ: નોટિસનો જે અર્થ તમે કરો છો તે બરાબર નથી.

પ્રૅટ: હું દલીલમાં ઊતરવા ઇચ્છતો નથી. હું નોટિસનો બરોબર અર્થ કરી શકું છું. તમે જુવાન અને બિન-અનુભવી માણસ છો. હું ઇચ્છું છું કે તમારે આ નોટિસ વિષે ફરી પુખ્ત વિચાર કરવો અને આવતી કાલ સાંજ સુધીમાં તમારા છેવટના નિર્ણયની મને ખબર આપવી.

દેસાઈ: એ પ્રશ્ન વિષે ફરી વિચાર કરવાની અમને જરૂર જણાતી નથી. વળી તમે મુદત ઘણી ટૂંકી આપી છે. અમારા પ્રમુખ સાહેબ હાલમાં ચંપારણ ગયા છે.

પ્રૅટ: મને ખબર નહીં કે તમારા આગેવાનો હિંદની ચારે દિશામાં ઘૂમતા ફરે છે. પણ મારે એ સાથે શી નિસ્બત છે?

માવળંકર: આ બાબત ફરી વિચાર કરવા માટે તો અમારે કારોબારી મંડળની સભા બોલાવવી પડે. આટલા ટૂંક સમયમાં તે બની શકે નહિ.

પ્રૅટ: તેમાં હું શું કરું? એ કંઈ મારું કામ નથી. જો આવતી કાલ સુધીમા તમારા તરફથી કોઈ ખબર નહિ મળે તો સરકારમાં એ વિષે લખાણ કરવામા આવશે અને 'સભા'ને સરકાર ગેરકાયદે ઠરાવશે.

એટલે પછી ગાંધીજીએ ચળવળ કરવાનું નક્કી કર્યું. તે માટે નડિયાદ જઈને તેઓ રહ્યા. તેમના અનુયાયીઓ ગામડે ગામડે ફરવા લાગ્યા અને પાકની નોંધ કરવા લાગ્યા. દાદાસાહેબ પણ રોજ સવારથી સાંજ સુધી ગામેગામ ફરતા દસ દિવસમાં ૧૦૦ ગામડાંની તેમણે તપાસ કરી. આ તપાસનો અહેવાલ ગાંધીજીએ મુંબાઈના ગવર્નરને મોકલાવ્યો, અને તેની સાથે સાથે જ તા. ૨૨ માર્ચ, ૧૯૧૮ ને રોજ એક સભા ભરી ત્યાગ્રહ પોકાર્યો.

૨૦૦ ખેડૂતોએ સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરી. ગવર્નરે તપાસ-કમિશન નીમવાનું કબૂલ કર્યું. પણ કમિશનરને તે પોતાનું અપમાન લાગ્યું. 'મારો રિપોર્ટ શું ખોટો છે? તપાસ-કમિશન નીમશો તો હું રાજીનામું આપીશ,' એવી ધમકી તેણે આપી. ગવર્નરે તપાસ કરવાનું વચન તોડયું.

ત્યાર બાદ કમિશનરે નડિયાદ ખાતે ખેડૂતોની સભા બોલાવી અને જમીન જપ્ત કરવાની બીક બતાવી. ત્યારે એક આખાબોલો ખેડૂત ઊભો થઈને બોલ્યો 'સાહેબ, આ જમીન આપ અહીંથી વિલાયત લઈ જવાના છો કે શું? એ તો અહીં જ રહેશે—અમારે બદલે બીજો કોઈ ખેતી કરશે.'

સભાનો અહેવાલ સાંભળી ગાંધીજીએ ઉદ્ગાર કાઢ્યા: 'કમિશનરે સભા બોલાવી તે આપણો પહેલો વિજય છે.'

અને છેવટનો વિજય પણ ગાંધીજીના સત્યાગ્રહને જ મળ્યો. સરકારે મહેસૂલની તમામ વસૂલાત મોકૂફ રાખી.

આવી નાની મોટી લડતો દ્વારા ગાંધીજીએ જનતાની પ્રતિકાર-શક્તિ વધારી અને કાર્યકર્તાઓ પેદા કર્યા. તે બધાનો ઉપયોગ સને ૧૯૨૦માં તેમણે પહેલી વાર કર્યો. સમગ્ર રાષ્ટ્રમાં પ્રસરેલો અસહકારનો પ્રચંડ અને અદ્ભુત સંગ્રામ તેમણે તે વર્ષે શરૂ કર્યો. તે માટે કલકત્તા ખાતે કૉંગ્રેસનું એક ખાસ અધિવેશન ભરવામાં આવ્યું તેમાં અસહકારનો ઠરાવ ભારે ચર્ચા પછી મંજૂર થયો. મોટા મોટા જૂના કૉંગ્રેસ નેતાઓ વિરુદ્ધમાં હતા. દાદાસાહેબનો મત પણ પ્રતિકૂળ જ હતો. કોર્ટ કૉલેજ-કાઉન્સિલોનો બહિષ્કાર કરવો તેમને વ્યવહારુ લાગતો નહિ. એનો કૉંગ્રેસજનો બહિષ્કાર કરે તો બીજા લોકો ત્યાં જવાના અને સરકારનું ગાડું તો ચાલુ જ રહેવાનું, એવી દલીલો તેમનું મન કરવા લાગ્યું. એ મન વકીલાત છોડવા તૈયાર નહોતું. આગળ નાગપુરમાં કૉંગ્રેસનુ અધિવેશન

ભરાયું અને ગાંધીજીના અસહકારને સંપૂર્ણ માન્યતા મળી. તો પણ દાદા-સાહેબનું મન તો વકીલાતનો સદંતર ત્યાગ કરવા તૈયાર નહોતું—

'બહુ થાય તો આપણે વકીલાતની એક વર્ષની કમાણી કૉંગ્રેસને આપી દઈશું એટલે થયું'—એમનો સ્વાર્થ બોલી ઊઠ્યો.

'આ પ્રશ્ન પૈસાનો નથી. સરકારી ઇમારતના જે સેંકડો આધાર-સ્તંભો છે, તેમાંથી એક કાઢી લેવાનો આ પ્રકાર છે. મારે વકીલાત છોડી પારકી સરકાર સાથે અસહકાર કરવો જ જોઈએ,'—એમનો રાષ્ટ્રપ્રેમ ગર્જી ઊઠ્યો.

આવી રીતે સ્વાર્થ અને દેશભક્તિ વચ્ચેની ખેંચતાણમાં દાદા-સાહેબનું મન અટવાયું. એ ખેંચતાણનો નિકાલ કેવી રીતે લાવવો?

એક નાનકડા પ્રસંગે ચુકાદો આપ્યો.

નાગપુર અધિવેશન પૂરું થયે દાદાસાહેબ રેલવે સ્ટેશન તરફ મોટર-માં જઈ રહ્યા હતા; સહજ ભાવે અહીંતહીં નજર નાખતાં તેમને રસ્તા ઉપર બે નાનાં છોકરાં ઝઘડતાં નજરે પડ્યાં. હશે આઠ-દસ વર્ષની ઉંમરનાં. શરીર ઉપર એક ચીંથરું સુદ્ધાં નહોતું. સંપૂર્ણ દિગમ્બર દશા! શાને માટે તે નાગાં પૂગાં છોકરાં ઝઘડતાં હતાં?

એક ફાટ્યા તૂટ્યા કપડા માટે!

તીવ્ર ઠંડી પડી હતી. એક જાડો ઓવરકોટ દાદાસાહેબના આખા શરીરને ઢાંકતો હતો. તો પણ તેમનું શરીર ધ્રૂજતું હતું 'અને આ કોમળ બાળકો! શરીર ઉપર ચીંથરું સુધ્ધાં નહોતું. કેવી તેમની દશા છે? આવાં નાગાં-પૂગાં, ભૂખ્યાં-તરસ્યાં, દીન દરિદ્ર દેશબાંધવો આ દેશમાં લાખો કરોડો હશે' એવા એક ઉપર એક વિચાર આવતા હતા. ત્યારે તેમની મોટર ઝપાટાબંધ સ્ટેશન ઉપર પહોંચી. આગગાડીમાં બેસીને નિરનિરાળાં દૃશ્ય બારીમાંથી તેમને દેખાતાં હતાં; પરંતુ તેમના મન સમક્ષ તો એક જ દૃશ્ય તરવરતું હતું. એક ફાટ્યાતૂટ્યા ચીંથરા સારુ ઝઘડનાર પેલાં

છોકરાઓનું! તેમના મનમાં ભાવનાનો ઉદ્રેક થયો. તેમની આંખોમાંથી અશ્રુ-ધારા વહેવા લાગી. તેમનું અંતઃકરણ વારંવાર વિચાર કરવા લાગ્યું: 'તેં તારા શરીર ઉપરથી કોટ કાઢી પેલા છોકરાઓને કેમ ન આપ્યો? આવો પથ્થર-હૃદયનો તું કેમ?'

પેલા બે છોકરાંઓને સ્વરૂપે સમગ્ર દેશનું ભીષણ દારિદ્ર્ય તેમના ચિત્ત સમક્ષ ખડું થયું. કમરે ફક્ત લંગોટી પહેરી લાજ ઢાંકનાર અને એક વખત 'નાચણી' (બાજરી જેવું એક જાતનું અનાજ)–ડુંગળી ખાઈ ભૂખ શમાવનાર ગામડાંનાં અસંખ્ય ખેડૂતો પોતાની આગળ ઊભા છે, પોતાની સમક્ષ હાથ લબાવે છે, એમના પેટ ઉપર હાથ ઠોકે છે: એવું ચિત્ર તેમની આંખોને દેખાવા લાગ્યું. તેમનું હૃદય હચમચી ઊઠ્યું. તેમનો રાષ્ટ્રપ્રેમ વિજયી બન્યો. તેમનું મન સ્થિર થયું તેમણે નિશ્ચય કર્યો: 'હું વકીલાત છોડીશ—કૉંગ્રેસના આદેશ મુજબ હું એક વર્ષ માટે વકીલાત છોડીશ, સરકાર સાથે અસહકાર કરીશ—કરોડો હિંદી લોકોને દુઃખ અને ગરીબાઈમાં રાખનાર પારકી સરકારને ઉથલાવી નાખવા માટે હું પ્રયત્ન કરીશ.'

બુદ્ધિએ એક વાર નિશ્ચય કર્યો કે અમલ કરવાનું દાદાસાહેબે શરૂ કર્યું જ સમજો. તા. ૧ માર્ચ ૧૯૨૧થી એમણે એક વર્ષ માટે વકીલાત છોડી. એ વખતે એમની વાર્ષિક આવક નવ દસ હજાર રૂપિયા હતી. એમણે એનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો, અને રાતદહાડો તેઓ કૉંગ્રેસના કામમાં લીન બન્યા. બારડોલી તાલુકામાં કાનૂનભંગનું હોમકુંડ પેટાવવાની તૈયારી કરવામાં એમનો ફાળો હતો. એ નવીન, પવિત્ર, મંગલ યજ્ઞમાના પોતે એક ઋત્વિજ છે એની એમને બેહદ અને અપૂર્વ ખુશી થતી હતી–અભિમાન પણ થતું હતું. ધનના ઢગલા પર બેસવાથી જે સુખ કોઈ દિ' મળવાનું નથી તે સેવાનું, સત્કાર્યનું, પરોપકારનું, અન્યાય-નિવારણનું સુખ દાદાસાહેબને મળી રહ્યું હતું.

આવા નવા જ કાર્યમાં, નવા જ આનંદમાં એક વર્ષ ક્યારે પસાર થઈ ગયું એની એમને ખબર પણ ન પડી. ૧૯૨૨ની સાલનો માર્ચ મહિનો ઊગ્યો. એ વખતે રાષ્ટ્રચક્ર વેરવિખેર થઈ ગયેલો હતો. ચૌરીચૌરામાં લોકોએ પોલીસોને બાળ્યા, એટલે અહિંસાવાદી ગાંધીજીએ બારડોલીનો નક્કી કરેલો કાનૂનભંગનો કાર્યક્રમ મોકૂફ રાખ્યો. આખા દેશે સખત આચકો અનુભવ્યો. 'હવે પછી શું?' એ પ્રશ્ન રાષ્ટ્ર સમક્ષ આવીને ઊભો રહ્યો.

આ પ્રશ્ન ઉકેલ્યો સરકારે—પોતાની રીતે—તા ૧૦ માર્ચને રોજ ગાંધીજીની ધરપકડ કરીને!

રાતના સાડા દસ વાગ્યા હતા. સાબરમતી આશ્રમમા સર્વત્ર સૂમસામ હતું. બધાં જ નિદ્રાવશ હતા. ગાંધીજી પણ ઊંઘતા હતા. એવામા પોલીસોની મોટર આવી. પ્રાર્થના કરીને વિનોદ કરતા ગાંધીજી પેલી પોલીસની મોટરમાં જઈ બેઠા. તેમને સાબરમતી જેલમા રાખવામાં આવ્યા—ફાંસી યાર્ડમાં!

બીજે દિવસે કેસ શરૂ થયો શાહીબાગમા સર્કિટ હાઉસમાં તે ચાલ્યો. પ્રેક્ષકોની ખૂબ ભીડ જામી હતી. બધાને બેસવાની જગા અદાલતમા ક્યાથી હોય? કોર્ટની અર્ધી જગા ગાંધીજીની ટુકડી માટે રાખવામા આવી હતી. તે માટે સરકારે દાદાસાહેબને પાસ આપ્યા હતા તે તેમણે મુખ્ય કૉંગ્રેસજનોમા વહેંચ્યા. પરતુ આશ્ચર્યની વાત તો એ કે જ્યારે દાદાસાહેબ કોર્ટમાં ગયા ત્યારે તેમની બધી જગાએ ભરાઈ ગયેલી! ત્યા સરોજિની નાયડુ જેવા મોટા મોટા રાષ્ટ્રનેતાઓ બેઠા હતાં! તાજા જ જેલમાથી છૂટીને આવેલા પંડિત જવાહરલાલ નેહરુ પણ હાજર! ખુદ દાદાસાહેબ માટે એક પણ ખુરશી ખાલી નહોતી. પોલીસ અધિકારીએ તેમને બોલાવ્યા અને સરકારી જગા પર, એકદમ જજની સામે, નજદીકની હરોળમા બેસાડ્યા. અદાલતમા વિલક્ષણ સ્તબ્ધતા છવાયેલી હતી. અદાલતની ચારેકોર બંદૂકધારી પોલીસ અને સૈનિકોનો કડક બદોબસ્ત હતો.

અદાલતમાં મહાત્મા ગાંધીને લાવવામાં આવ્યા ત્યારે તમામ અધિકારીવર્ગ ઊભો થયો. ઍડવોકેટ-જનરલ આવ્યા ત્યારે તેમણે કૃશ, અર્ધનગ્ન રાજકેદી તરફ જોયું અને ડોકુ નમાવી તેમનું અભિવાદન કર્યું. ન્યાયાધીશ બ્રૂમફીલ્ડ પોતાનાં આસને બેઠા. તેમની સમક્ષ, એ ન્યાયમંદિરમાં આવો મુકદ્દમો તો પહેલો જ હતો.

ગાંધીજીએ ધીરગંભીર અવાજમાં પોતાનું ઉદાત્ત નિવેદન વાંચ્યું. સાંભળતાં જ દાદાસાહેબનું અંતઃકરણ વલોવાવા લાગ્યું. વલ્લભભાઈની આંખોમાંથી તો ટપોટપ આસુ વહેવા લાગ્યાં. એટલું જ નહિ પણ અંગ્રેજ ન્યાયમૂર્તિ બ્રૂમફીલ્ડ પણ અસ્વસ્થ દેખાવા લાગ્યા. તેમના મોંમાંથી જે શબ્દ નીકળતા તે પણ કંપતા અવાજમાં. છેવટે તેમણે કેસનો ચુકાદો લખ્યો. ચુકાદાનો છેવટનો ભાગ લખતાં તેમનો હાથ દાદાસાહેબને ધ્રૂજતો દેખાયો. લોકમાન્ય ટિળકની હરોળમાં ગાંધીજીને મૂકીને ન્યાયાધીશે ગાધીજીનુ મોટું ગૌરવ કર્યુ. ગાધીજીએ તેમનો આભાર માન્યો. અને 'શાંતિથી કામ કરતા રહેજો' એવો આદેશ આપી ગાધીજી જેલને રસ્તે ચાલતા થયા. કોઈએ તેમનો હાથ હાથમાં લીધો તો કોઈએ તેમના ચરણે માથુ મૂક્યું. તેઓ ગયા પછી દાદાસાહેબ ત્યાં કોર્ટમાં જ નાના બાળકની જેમ રડવા બેઠા. તે વખતે બધાંની આંખો આંસુથી ભરાઈ આવી હતી—પોલીસની પણ!

આ ઐતિહાસિક મુકદ્દમો ચલાવ્યા બાદ ન્યાયમૂર્તિ બ્રૂમફીલ્ડ રજા ઉપર ઊતરવાના હતા, એટલે ડેપ્યુટી સરકારી વકીલે બીજે દિવસે તેમને ચા-પાણી આપ્યા. 'આ સમારભ બધ રાખો' એવુ પેલા અગ્રેજ ન્યાયમૂર્તિએ સૂચવ્યું હતું.કારણ, આખા દેશ ઉપર દુઃખની છાયા પથરાઈ હતી. પણ વકીલે—રાજનિષ્ઠ વકીલે—હઠ કરીને પેલો સમારભ યોજ્યો જ. પરતુ તેમા હાજરી કોણે આપી? મુઠ્ઠીભર સરકારી અધિકારીઓએ!

સરકારી વકીલ રા.બ. ગિરધરલાલ ઉત્તમરામના મનમાં આથી

કોરો રહી ગયો ગાંધીજી જેવા મહાત્મા વિરુદ્ધ પોતે મુકદ્દમો ચલાવ્યો, તે વિચારથી તેમનુ મન અસ્વસ્થ બન્યું મનનો સંતાપ શમાવવા માટે તેઓ દાદાસાહેબ પાસે ગયા અને બોલ્યા 'માવળંકર સાહેબ, મારે હાથે આ પાપ થયુ તે જીવનભર મને કોરી ખાશે તેનુ થોડુ ઘણું પણ પ્રાયશ્ચિત્ત મારે કરવુ છે તો તમે મારું એક કામ કરો ગાંધીજી જેલમા છે ત્યા સુધી દર મહિને ત્રીસ રૂપિયા કસ્તુરબાને પહોચતા કરો—ફક્ત મારુ નામ જણાવ્યા વિના!'

રાષ્ટ્રવ્યાપી આંદોલનમા ભાગ લેતા અગાઉ દાદાસાહેબ નગરપાલિકાને દરવાજે જનતાની સેવા કરતા હતા આંદોલનનુ કાર્ય તેજસ્વી ખરું, પણ ટૂંક સમયનુ—એ વાદળ ની અથડામણમાથી નિપજનાર અને કડકડાટ કરનાર વીજળી જેવું! પરંતુ નગરપાલિકાનુ રોજનુ કામ શાંત, સ્થિર કામ એટલે નેહમેઘમાથી અવાજ કર્યા વિના, ઝરમર ઝરમર વરસનારો આછો વરસાદ! દાદાસાહેબના શાંત સ્વભાવને આ બીજા પ્રકારનુ રચનાત્મક કાર્ય કરવાનો ઉત્સાહ હતો—ઠેઠ યુવાન વયથી આયુષ્યની આખરી ક્ષણ સુધી અને તેમા તેમની દક્ષ, કુશળ નિરક્ષી હિસાબી અને સ્થિર બદ્ધ બુદ્ધિનો ઉપયોગ પણ અલૌકિક રીતે થતો ૧૯૧૯ની સાલમા વલ્લભભાઈના આગ્રહથી અમદાવાદ નગરપાલિકામા તેમણે પ્રવેશ કર્યો કોઈ પણ જગાની લાલસા ન રાખતા જે આવે તે કામ ચોક્કસ રીતે પાર પાડવુ એ જ તેમનુ વ્રત હતુ તેમ કરતા સરકારી અધિકારીઓનો કે બીજા કોઈ પણનો ગમે તેટલો કડવો વિરોધ થાય તો પણ તેઓ ડગતા નહિ

ત કાળના કમિશનર મિ મૉરની સાથે પ્રારંભમ જ દાદાસાહેબને ચકમક ઝરી અમદાવાદમા પાણીની ભયંકર અછત હતી એ દૂર કરવાના મામલા નગરપાલિકાનો એન્જિનિયર બિનલાયક નીવડેલો તે એક ગોરો હતો—અને ગોરો હતો એટલે જ તે જગા ઉપર એની નિમણૂક કરવામા આવી હતી બે લાયક હિંદી ઉમેદવારોને બાજુએ મૂકી પેલા ગોરા કમિશનરે

ગોરા એન્જિનિયરની નિમણૂંક કરી હતી. પણ પેલો એન્જિનિયર પાણી-પુરવઠાની બાબતમાં કશું જ કરતો નહોતો. તેથી 'ગુજરાત સભા'ને આશ્રયે એક સભા ગાંધીજીના પ્રમુખપદે ભરવામાં આવી. સભાએ વિરોધનો એક ઠરાવ કર્યો અને નગરપાલિકાના પ્રમુખ, કલેક્ટર અને કમિશનરને મોકલી આપ્યો. કમિશનર મિ. પ્રૅટે 'ગુજરાત સભા'ના મંત્રીઓને બોલાવ્યા. દાદાસાહેબ માવળકર અને શિવાભાઈ એ બંને પ્રૅટને મળવા ગયા. ત્યા. નીચે મુજબની ટપાટપી થઈ:

પ્રૅટ: તમારો ઠરાવ મારી પાસે શુ કામ મોકલ્યો? નગરપાલિકા સાથે મારો શો સંબંધ?

મંત્રી: તમે નગરપાલિકાને–ઓછામા ઓછા એમાંના સરકાર-નિયુક્ત સભાસદોને–સલાહ આપી શકો, તેમની ઉપર વજન પાડી શકો.

પ્રૅટ: એમ જરાય થવાનું નથી. એવો કાયદો નથી. તમારી કઈ ફરિયાદ હોય તો નગરપાલિકામાં જાવ. અને તમારે જે જોઈતું હોય તે ન મળે ત્યાં સુધી નગરપાલિકાની કમિટીને ચેન પડવા દેતા નહિ, અને જો એમ કરવા છતા પણ તમને પાણી મળે નહિ, તો નગરપાલિકાના સભાસદોને ઘેર જાવ અને એમનાં ઘર ફૂંકી મારો.

બીજે દિવસે આ મંત્રીઓ નગરપાલિકાના હોદ્દેદારોને મળ્યા અને અધિકારીઓનાં ઘર બાળી મૂકવાની સરકારી સલાહ પણ તેમને કહી. વલ્લભભાઈ આરોગ્ય સમિતિના પ્રમુખ હતા. હવે કશોક ખળભળાટ થશે એવી બીકના માર્યા પ્રૅટે મુબાઈ સરકારના નિષ્ણાત એન્જિનિયરને તરત જ બોલાવ્યો. આ નિષ્ણાત શહેરની તપાસ કરવા નીકળ્યો. તેની પૂઠે-પૂઠે પ્રૅટ મહાશય પણ નીકળ્યા. નગરપાલિકાના અધિકારીઓ પણ સાથે હતા જ. ચર્ચા ચાલતી હતી, તેમા વલ્લભભાઈએ કહ્યુ. 'આ તકલીફ દૂર કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે...'

પ્રૅટ: તમારી સમિતિએ અહીંના એન્જિનિયર સાથે સહકારથી કામ કરવુ.

સરદાર: ના, રે ના. સાચો ઉકેલ તો તમે અમારી ઉપર લ.દેલા આ નાલાયક એન્જિનિયરને કાઢી મૂકીએ એ જ છે. તેમણે યોજના તૈયાર કરી હોય અને મારી સમિતિએ ફેંકી દીધી હોય, એવું એકેય વખત બન્યું છે ખરું? તમે તો ફક્ત 'ગુજરાત સભા'ના મંત્રીઓને અમારાં ઘર બાળી મૂકવાની સલાહ આપી. અરે, અમારાં ઘર શા માટે બાળો છો? આ તમામ દુર્દશાના મૂળ કારણ પેલા રાજશ્રીનો બંગલો શા માટે બાળી મૂકતા નથી?'

વલ્લભભાઈનો આ જડબેસલાખ જવાબ પ્રૅટ સાહેબના કાળજામાં જઈને વળગ્યો. વાત વણસતી અટકાવવાના હેતુથી તે બોલ્યા: 'મિ. પટેલ, આજ તમે વાત કરવાના મિજાજમાં જણાતા નથી.'

'શી રીતે હોઉં?' વલ્લભભાઈએ સામી ફટકારી, અને પ્રૅટસાહેબ ચૂપ થઈ ગયા. ભાષણ અટકી ગયું—ત્યાસનું કામ પણ અટક્યું થોડાક જ દિવસોમાં નગરપાલિકાના એન્જિનિયરને રાજીનામું આપવું પડ્યું.

વલ્લભભાઈ અને દાદાસાહેબ જેવા નિઃસ્પૃહ અને નિર્ભય નેતા મળ્યા હોવાને કારણે અમદાવાદ નગરપાલિકા બ્રિટિશ સરકાર સામે એક પછી એક ટક્કર લેતી હતી વાસ્તવમાં એક શહેરની નગરપાલિકા કેવડી અને સૂર્યને આથમવા ન દેનાર બ્રિટિશ સામ્રાજ્ય કેવડું! પરંતુ કોઈક કોઈક વાર કીડી હાથીનો જીવ લે છે અને જીવ ઉપર આવેલી ગાય સિંહને જીવ લઈને ભગાડી મૂકે છે!

૧૯૨૧ની સાલમાં આખા દેશમાં અસહકારનો દાવાનળ પ્રગટ્યો હતો ત્યારે વલ્લભભાઈ અને દાદાસાહેબ જેવા સ્વાતંત્ર્યપ્રેમી વીરોએ ખાનગી મસલત કરી એવો વિચાર ગોઠવ્યો હતો કે આખું રાષ્ટ્ર સરકાર સાથે અસહકાર કરે છે—વકીલ અદાલતનો, વિદ્યાર્થી કૉલેજનો અને ધારાસભ્ય વિધાનસભાનો બહિષ્કાર કરે છે—તો અમદાવાદ નગરપાલિકાએ તેમ શા માટે ન કરવું? સરકારી મદદ અને સરકારી અંકુશ શા માટે ન ફેંકી દેવાં?

નિશ્ચય થયો. છેવટ સુધી આ લડત કેમ લડવી, એની યોજના પણ તૈયાર થઈ. વલ્લભભાઈએ નગરપાલિકાના સભાસદો સમક્ષ એવી સૂચના મૂકી કે નગરપાલિકા જે પ્રાથમિક કેળવણી આપે છે તેની ઉપરનો સરકારી અકુશ ફેંકી દેવો અને સરકારી મદદ ન લેવી. શાળાઓ તપાસવા માટે અને પરીક્ષાઓ લેવા માટે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને બોલાવવા જ નહિ, એમ પણ તેમણે સૂચવ્યું નગરપાલિકામા વલ્લભભાઈના શબ્દનુ ભારે વજન પડતું. દેશનું વાતાવરણ પણ આવા વલણનુ પોષક હતુ તેને લીધે એવો ઠરાવ સ્કૂલબોર્ડે તરત જ કર્યો એ ઠરાવ કાનૂન મુજબ નથી, એવી ફરિયાદ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે પ્રમુખને કરી. એ ફરિયાદ કાયદેસર છે, વાજબી છે, એવી પ્રમુખને ખાતરી હતી. પરતુ બ્રિટિશ રાજનું અહીં હોવુ એ જ શુ ગેરવાજબી ન હતું? એટલે પ્રમુખે સરકારી ફરિયાદ લક્ષમા ન લીધી

'આવતી કાલે ઇન્સ્પેક્ટર પરીક્ષા લેના આવશે' એવો સરકારી કાગળ નગરપાલિકા પાસે આવ્યો

'અમારી પરીક્ષાઓ તો કયારની યે લેવાઈ ગઈ. ઇન્સ્પેક્ટરે ફરીથી લેવાની જરૂર નથી' સરકારને જવાબ આપવામા આવ્યો.

'તમારા વિદ્યાર્થીઓને સરકારી નિશાળોમા ઉપલા વર્ગોમા પછી દાખલ કરવામા નહિ આવે' ઇન્સ્પેક્ટરે દમ માર્યો.

કલેક્ટર–કમિશનરે પણ તેવી જ ધમકી આપી.

નગરપાલિકાની સામાન્ય સભા ૧૭મી માર્ચે ભરાઈ કટોકટી ભરી પરિસ્થિતિ ઊભી થઈ કલેક્ટરનો અભિપ્રાય મજૂર રાખવો, એવી સૂચના એક સભાસદે કરી પરતુ વલ્લભભાઈ સભામા ઊભા થયા અને ગર્જના કરી: 'સરકારનો કાગળ ફાઈલ કરો. આપણી નગરપાલિકા પોતાનો કારભાર નાગરિકોની ઇચ્છા મુજબ ચલાવશે.' બધા સભાસદોએ આ હિંમતભર્યું વલણ તરત જ મજૂર રાખ્યું.

એજ્યુકેશનના ઇન્સ્પેક્ટરે નગરપાલિકાને વારંવાર જણાવ્યું: 'આવતી કાલે અમારા ઇન્સ્પેક્ટર શાળાઓ તપાસવા આવશે, તેના હિસાબ તપાસવા આવશે.' પણ નગરપાલિકાની સાફ ના! ઊલટું નગરપાલિકાએ સરકારને આખરીનામા જેવા કાગળ મોકલ્યો કે તમારા ત્રણમો શિક્ષકો અમારી પ્રાથમિક શાળાઓમાં કામ કરે છે તેમને પાછા બોલાવી લો. તે વખતે દ્વિમુખી રાજ્યપદ્ધતિ ચાલતી હતી. પ્રાંતિક સરકારનાં કેટલાંક શુદ્ધ મનાએલા ખાતાં હવે લોકોના પ્રતિનિધિઓને હસ્તક આવ્યાં હતાં. કોંગ્રેસે તો અસહકાર જાહેર કરેલો. એટલે આ શુદ્ધ ખાતાંઓને એણે સ્પર્શ પણ કરેલો નહિ. એને લીધે મવાળ નેતાઓ પ્રધાનો બનેલા. એમાંના એક રેંગ્લર પરાંજપે શિક્ષણપ્રધાન હતા. તેમણે સરકારનો પક્ષ લઈ નગરપાલિકાના નેતાઓ સાથે વાટાઘાટ કરવાનું ગોઠવ્યું. એ મુજબ તેઓ અમદાવાદ આવ્યા. ત્યાં પહોંચીને એમણે વલ્લભભાઈ, દાદાસાહેબ તથા બાબુભાઈ ત્રણેયને પોતાને બંગલે ચાપાણી માટે બોલાવ્યા. પ્રધાનમહાશયનો વૈભવ પણ કેવો! સરકારી સિપાઈઓ અને પટાવાળાઓ હાથ જોડીને ઊભા હોય! સરકારનો દોર-દમામ પણ કેવો! સાતમા મજલા ઉપર ઊભા રહીને બોલતા હોય તેમ સરકારી અધિકારી રૈયત ઉપરની જનતાને ઉદ્દેશીને તે સમયમાં બોલતા. પરંતુ નગરપાલિકાના આ ત્રણે પ્રતિનિધિઓ તો ગાંધીજીના સાચા અનુયાયીઓ! તેમને નહોતો મોહ કે નહોતો ભય!

તેઓ બધા શિક્ષણપ્રધાન પાસે ગયા. પ્રધાને સમાધાનનો સૂર વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો.

'જુઓ, હવે કેળવણીની બાબતમાં તો તમને સ્વરાજ્ય મળ્યું છે ને! તો પછી શા માટે ઝઘડા કરો છો? હવે તો કેળવણીખાતું આપણને 'સુપ્રત' કરવામાં આવ્યું છે—મારા જેવા હિંદીના હાથમાં આવ્યું છે,' પરાંજપે સમજાવવા લાગ્યા.

'એમાં શું? તમને કેટલી સ્વતંત્રતા છે? બાલતીરોની જે પ્રતિજ્ઞા

લેવાની હોય છે તેમાં 'બાદશાહ માટે' એવો જે શબ્દ છે તેને સ્થાને 'ઇશ્વર માટે—રાષ્ટ્ર માટે' એવો સ્વાભિમાની શબ્દપ્રયોગ દાખલ કરવાની સ્વતંત્રતા તમને છે ખરી?' વલ્લભભાઈએ પૂછ્યું.

'અને નિશાળોમાં મંજૂર થયેલાં પુસ્તકોમાં લોકમાન્ય ટિળક અને મહાત્મા ગાંધીના પાઠ દાખલ કરી તમે ઊગતી પેઢીમાં રાષ્ટ્રપ્રેમ નિર્માણ કરી શકશો ખરા?' દાદાસાહેબે પૂછ્યું, અને પરાંજપેને નિરુત્તર કર્યા. તેમનો શિષ્ટાચાર પોકળ સાબિત થયો. પારતંત્ર્ય અને સ્વાતંત્ર્ય એ બે વચ્ચે સમાધાન કેવી રીતે સંભવે? પારકી સત્તા સાથે અખંડ યુદ્ધ જ સ્વાતંત્ર્ય-પ્રેમી હિન્દુસ્તાને ચલાવ્યું હતું.

સરકાર મુશ્કેલીમાં આવી પડી. તેમાંથી કેવી રીતે માર્ગ કાઢવો, તેનો વિચાર કરવામાં એક મહિનો વીતી ગયો. પછી કેળવણીખાતાના ડાયરેક્ટરે શિક્ષકોને ધમકી આપી કે દસ દિવસમાં અમારી કચેરીમાં આવીને મળી જાવ, નહિ તો તમારી બઢતી, તમારું પેન્શન—બધાં ઉપર કાપ પડશે પરંતુ એવી ધમકી તે કેટલા શિક્ષકોને ડરાવે?

ત્રણસોમાંથી ફક્ત ત્રણ જ શિક્ષકોને!

એ ત્રણેયે નગરપાલિકાની નોકરી છોડી સરકારનો આશરો સ્વીકાર્યો. બાકીના બધાની જવાબદારી નગરપાલિકાએ પોતાને માથે લીધી.

સરકારે સ્વતંત્ર શાળાઓ ખોલી અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓને તેડાવ્યા, પરંતુ ત્યાં તો એક ચકલુંય ફરક્યું નહિ.

આવું અસહકારનું શસ્ત્ર ઉગામનાર અમદાવાદ નગરપાલિકાને મુંબઈ સરકારે પણ ધાર ઉપર ખડી કરી. તેના કોઈ પણ કાર્યને ટેકો કે મદદ આપવાનું સરકારે ટાળવા માડ્યું. એટલું જ નહિ, પરંતુ તેની વિરુદ્ધ ફરિયાદ કરવા માટે કેટલાક સભાસદોને ચડાવ્યા. પરંતુ ખડક ઉપર અથડાતા પાણીના મોજાંની જેમ સરકારની આ બધી ખટપટ તૂટીફૂટીને નિષ્ફળ નીવડી. છેવટે સરકારે પોતાનું આખરી શસ્ત્ર ઉગામ્યું: તા. ૯ ફેબ્રુઆરી, ૧૯૨૨ને રોજ નગરપાલિકા બરતરફ થયાનું જાહેર થયું.

સરકારનો આ હુકમ ગેરકાયદેસર છે—ભારત સરકારની નીતિની વિરુદ્ધ છે એવું નગરપાલિકાએ જાહેર કર્યું. અમદાવાદના તમામ નાગરિકો તેની પડખે ઊભા રહ્યા. તેમણે એક જાહેર સભા ભરી નક્કી કર્યું કે પ્રાથમિક શાળાઓ ચલાવવા માટે આપણે એક સ્વતંત્ર સંસ્થા જ કાઢવી, અને તે શાળાઓમાં જ આપણે આપણાં બાળકો મોકલવાં—સરકારી શાળાઓમાં નહિ આ 'સમાંતર નગરપાલિકા'ને ગાંધીજીએ ટેકો આપ્યો. એટલું જ નહિ, અનિયમ છેડા પર જઈને તેમણે તો કર ન ભરવાની પણ સલાહ આપી. ગાંધીજીને સરકારે પકડ્યા અને છ વર્ષ માટે જેલમાં ધકેલ્યા. તો પણ લોકોનો ઉત્સાહ અને સંગઠન કાયમ - રહ્યાં—સરકારી શાળાઓમાં બાળકો જતાં નહોતાં.

શિક્ષકો, વાલીઓ, વિદ્યાર્થીઓ—બધાંએ નગરપાલિકાના અસહકારની વલ્લભભાઈની લડતને ટેકો આપ્યો. લોકો દ્વારા ૪૩ નિશાળો શરૂ થઈ. એમાં ૧૩ કન્યાઓ માટે અને ૮ ઉર્દૂ શાળાઓ હતી. તેમાં ૨૭૦ શિક્ષકો કામ કરતા હતા અને ૮,૪૦૦ બાળકો શિક્ષણ લેતાં હતાં. શ્રીમંત લોકોએ પોતાની મેળે સુંદર બંગલાઓ આ રાષ્ટ્રીય શાળાઓ માટે ખુલ્લા મૂકયા હતા. તે જ પ્રમાણે પોતાની થેલીઓ છૂટી કરી સવા લાખ રૂપિયાની રકમ પણ આપી હતી. દર મહિને દસ હજાર રૂપિયાનો કારભાર ચાલતો, પરંતુ જરાયે ફરિયાદ વિના, બધું વ્યવસ્થિત રીતે, ઉત્સાહથી અને શિસ્તબંધ રીતે કામ થતું. સરકારે પોતાની આબરૂ બચાવવા—વટ રાખવા ખાતર—૫૭ શાળાઓ ચલાવી હતી. પરંતુ તેમાં પૂરા બે હજાર પણ વિદ્યાર્થીઓ નહોતા. પ્રજા અને રાજા એ બંનેની તાકાતની કુસ્તી જામી હતી. પ્રજાની પાસે આત્મબળ હતું, રાજા પાસે દંડબળ હતું. સત્ય અને સહકાર પ્રજાનાં શસ્ત્રો હતાં, તો લાઠી અને ગોળી રાજાનાં!

સુરત અને નડિયાદની નગરપાલિકાઓએ પણ અમદાવાદના અસહકારનો જ કક્કો ઘૂંટયો. એ નગરપાલિકાઓને પણ સરકારે બરતરફ

કરી. પરંતુ આખરે તો સત્યનો જય થાય છે. ગામ જે કરે તે રાજા પણ ન કરી શકે એની સરકારને પ્રતીતિ થઈ. બે વર્ષ થયાં તો પણ લોકોની શક્તિ ઓછી થતી નથી એ જોઈ સરકાર ઢીલી પડી—લોકશક્તિને શરણે થઈ. સને ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં પેલી ત્રણે નગરપાલિકાઓ ઉપરથી બરતરફીનો હુકમ ખેંચી લેવાયો. અમદાવાદની શિક્ષણસંસ્થાને સરકારે માન્યતા આપી એટલું જ નહિ, પણ દોઢ લાખ રૂપિયાની વાર્ષિક મદદ પણ આપી. નગરપાલિકાને વિજયશ્રીએ તિલક કર્યું.

પણ આ વિજયના અમૃતકુંભમા નાનાં સરખાં છિદ્રો પાડવાની હલકટતા સરકારી અધિકારીઓ કરતા જ રહ્યા. 'નગરપાલિકાની શાળાઓ માટે તમે જે રૂ. ૧,૮૬,૦૦૦ ખર્ચ કર્યો તેને સરકારી સંમતિ નહોતી, એટલે તે સરકારી પૈસાનો દુરુપયોગ થયો છે, એટલે એ રકમ નગરપાલિકાના દરેક સભ્યે ભરપાઈ કરી દેવી જોઈએ' એવી સૂચના સરકાર તરફથી થઈ અને પછી થયો દીવાની દાવો! વલ્લભભાઈ, દાદાસાહેબ, વગેરે ૧૯ સભાસદો ઉપર વ્યક્તિગત દાવો ડિસ્ટ્રિક્ટ કોર્ટમા દાખલ કરવામા આવ્યો 'હવે શુ કરવું?' એવો સવાલ બધા સમક્ષ આવીને ઊભો રહ્યો સગ્રામભીરુ ધનિકોએ સૂચવ્યું કે આ અથડામણમા–કૂટામણમા આપણે પડવુ નહિ આ કેસ નકામો આપણો વખત લેશે—લોહી પીશે. એના કરતા દરેકે દસ–દસ હજાર રૂપિયા સરકારને આપી દેવા અને મુક્ત થવુ, કોર્ટમા બચાવ કરવો નહિ

પરંતુ આ શરણાગતિની સૂચના કોઈ ને પણ પસદ પડી નહિ. બધાએ કેસ લડવાનુ નક્કી કર્યું એ બચાવ માટે બધી તૈયારી દાદાસાહેબે જ કરી. તેમને સામે પક્ષે સરકારી વકીલ હતા. કેસ કેમ ચલાવવો તેનુ સૂચનાપત્ર અને માર્ગદર્શન તેમને મુબાઈ સરકારના મોટા કાયદાનિષ્ણાતો તરફથી આપવામા આવ્યા હતા

અને કેવી આશ્ચર્યની વાત! એક દિવસે સવારે દાદાસાહેબ પોતાની ટપાલ જોતા બેઠા છે, પત્રો વાચે છે, પરબીડિયા ફોડે છે—

'અરે, આ સરકારી પરબીડિયું ક્યાંથી? O H M. S (નામ દાર શહેનશાહની સેવામા)ના સિક્કાવાળું આ પરબીડિયું મારી પાસે કેવી રીતે આવ્યું? એમા શુ હશે?' એવા વિચારોની ઘટમાળ મગજમા ચાલતી હતી ને દાદાસાહેબે પરબીડિયુ ઉઘાડ્યુ જુએ છે તો સરકારી સૂચનાપત્રની નકલ! મુબાઈની સરકારી કચેરીના કોઈક અધિકારીના મનમા દેશભક્તિ જાગી હશે અને તેને અમદાવાદના નગરપાલિકાના પ્રમુખની સિદ્ધાતનિષ્ઠા બદલ માન ઉપજ્યુ હશે! એટલે તેણે બચાવના કાર્યમા મદદ કરવા માટે પેલી નકલ દાદાસાહેબ ઉપર મોકલી હોવી જોઈએ—

એકદમ છાનીમાની—પોતાનુ નામ પણ જણાવ્યા વિના! જનતાની આવી અંતર્હિત સહાનુભૂતિનો ગુપ્ત પ્રવાહ ભૂગર્ભમા વહેતો હોય છે. એટલે જ રાષ્ટ્રીય આંદોલન જોરથી પ્રસરે છે, પ્રસરી રહે છે

દાદાસાહેબે કુશળતાપૂર્વક કેસ ચલાવ્યો વકીલાતનુ તેમનું કૌશલ્ય ખૂબ કામમા આવ્યું, અને અતમા વકાલ્ટી પણ નોંધાયુ કેસનો નિકાલ તેમના તરફેણમા જ આવ્યો નગરપતિઓના માથા ઉપરનો ૧,૬૮,૦૦૦ રૂપિયાનો બોજો દૂર થઈ ગયો.

પરતુ સરકાર હઠે ચડી—આબરૂનો સવાલ છે એવી વૃત્તિનો શિકાર બની પૈસાની તેને ક્યા કશી ખોટ હતી? હાઈકોર્ટમા તેણે અપીલ કરી મુબાઈ હાઈકોર્ટમા અમદાવાદ નગરપાલિકાનો કેસ શરૂ થયો તે માટે પ્રમુખે પોતાનુ વકીલાતનામુ બૅરિસ્ટર ઝીણાને આપ્યું ઝીણા તો મોટા બૅરિસ્ટર! તેવી જ તેમની ફી પણ ભારી! કેસના ફક્ત કાગળપત્રો વાચી જવાના તેમણે રૂપિયા ૫૦૦ લીધા આગળ કેસ શરૂ થયો ત્યારે પહેલે દિવસે રૂપિયા ૧,૦૦૦ અને પછી દરેક દિવસના રૂપિયા ૫૦૦ ફી તેમણે જણાવી પ્રમુખે તે આપી. તેમની મદદમા બીજા બે વકીલો હતા પણ તેમણે ફી ન લીધી પ્રમુખની બાજુએ ન્યાય અને નિ સ્વાર્થ પણું છે એની હાઇકોર્ટને ખાતરી થઈ અને ન્યાયાધીશે સરકારની

અપીલ ખર્ચ સાથે કાઢી નાખી પ્રમુખને થયેલું ખર્ચ પણ સરકાર પાસેથી હાઇકોર્ટે અપાવ્યુ દાદાસાહેબને અને તેમના સહકાર્યકર્તાઓને ખૂબ આનદ થયો, તેમના પ્રત્યે અમદાવાદના લોકોનુ માન બેવડુ વધ્યુ સરકારને છેક સુધી લડત આપનારી સિદ્ધાતપ્રિયતા તો તેમને ગૌરવપ્રદ લાગી જ, પણ તેની સાથેસાથે કર્તવ્યપરાયણતા પણ પ્રશસાપાત્ર જણાઈ

શહેર પૂરતી એ સમાતર સરકાર' જ! ૧૩,૦૦૦ બાળકોની કેળવણીનો પ્રશ્ન હતો! સરકારી મદદ સિવાય બે વરસ સુધી એ જવાબદારી તેમણે પોતે ઉપાડી હતી એ માટે તેમણે 'પ્રજાકીય શિક્ષણ મંડળ'ની સ્થાપના કરી, ૩૮૦ શિક્ષકોને નોકરીએ રાખ્યા, દર મહિને ૧૦,૦૦૦ રૂપિયાનો ખર્ચ કર્યો આ કામમા તેમને દોઢ લાખ રૂપિયાનું દેવુ થયેલું એ તેમણે આગળ જતા નગરપાલિકાના ભડોળમાથી ચૂકવ્યું હિન્દી લોકો સ્વરાજ્યને લાયક નથી એવા અગ્રેજ સરકારના આક્ષેપનો આ નાનકડો જવાબ જ હતો

અને દસ વર્ષ પછી એ નગરપાલિકાએ કન્યાઓ માટે હાઈસ્કૂલ પણ કાઢી તેનુ કારણ રમૂજી હતુ સને ૧૯૩૦નો ઑગસ્ટ મહિનો હતો ગાધીજીએ દાડીકૂચ કરીને મીઠાનો કાયદાભગ કર્યો હતો સમગ્ર દેશ દેશભક્તિની ભાવનાથી રગાઈ ગયો હતો પ્રભાતફેરીઓ શુ, વાનરસેનાઓ શુ કે બિલાડીસેનાઓ શુ— હાથમા કૉંગ્રેસનો ત્રિરગી ઝડો અને અને મોમા 'જાલિમ સરકાર નહિ રખની'ની ઘોષણા સાથે રૂઆબથી સૅંકડો હજારો લાખો છોકરા છોકરીઓ ગામડે ગામડે અને શહેરે શહેરે ઉત્સાહથી ઘૂમતા હતા અમદાવાદમા પણ એવુ જ ઉત્સાહી વાતાવરણ હતું સરકારી 'ગર્લ્સ હાઈસ્કૂલ'ની છોકરીઓનો ઉત્સાહ તો વળી ઉભરાઈ ગયો તેમણે ધ્વજવદન કરવાનુ નક્કી કર્યું સરકારી નોકરીમા રહેલી શિક્ષિકાઓએ તેની મનાઈ કરી હાથમા ત્રિરગી ઝડો હોય એવી છોકરીઓને તે શાળામા પ્રવેશવા દેતી નહોતી એટલે છોકરીઓ બીજી બાજુએથી વરડાને કૂદી શાળામા દાખલ થઈ ધ્વજવદન કર્યું શિક્ષિકા

એનો મિજાજ ગયો. પેલી છોકરીઓના હાથમાંથી તેઓ ધ્વજ ઝૂંટવી લેવા લાગી પરંતુ છોકરીઓની મૂઠીઓ સજ્જડ! તેઓ ધ્વજ છોડે નહિ, ઝપાઝપી થઈ. છોકરીઓને શિક્ષિકાઓએ બચકાં ભર્યાં. રાજ્યનિષ્ઠાનો અધઃપાત થયો. એને લીધે સ્ત્રીદાક્ષિણ્ય અને શિષ્યવાત્સલ્યનો પણ અધઃપાત થયો.

શિક્ષિકાઓના આ જુલમની કથા શહેરમાં જોતજોતાંમાં પ્રસરી ગઈ. રાષ્ટ્રીય નેતાઓ વિચાર કરવા લાગ્યાઃ 'હવે કરવું શું?' કેટલાકે દાદાસાહેબની સલાહ પૂછી. તેમણે તરત જ નિશ્ચય જાહેર કર્યોઃ 'એ શાળાનો બહિષ્કાર કરો.' તેની હજારો પત્રિકાઓ નીકળી અને શહેરભરમાં વહેંચાઈ. એ વખતે કૉંગ્રેસનો શબ્દ એટલે કાયદો હતો. કૉંગ્રેસ ધ્વજનું અપમાન એટલે નાગરિકોને પોતાના રાષ્ટ્રદેવની જ વિડંબના થઈ હોય તેમ લાગ્યું. વાલીઓએ પોતાની છોકરીઓને સરકારી હાઈસ્કૂલમાં મોકલવાનું બંધ કર્યું. એ છોકરીઓની કેળવણી માટે નગરપાલિકાએ 'ગર્લ્સ હાઈસ્કૂલ' કાઢી. તેની ઇમારત માટે ૬૦ હજાર રૂપિયાની રકમ એક જ શેઠિયાએ તરત પોતે આપી. અમદાવાદ એટલે કુબેરોની અલકાપુરી! ત્યાં નવ-કોટિનારાયણ અનેક! અને એ શ્રીમંતાઈને ઉદારતાની પણ સોબત થયેલી! પાણીથી તરબર ભરેલ વાદળી પ્રચંડ મેઘ આકાશમાં વિહાર કરતા હોય ત્યારે પવનનો સ્પર્શ થતાં જ સહસ્રમુખે જળધારા પૃથ્વી ઉપર પડવા માંડે છે; તે જ પ્રમાણે ધ્વજના હમલાવાળા લક્ષ્મીપુત્રો દેશભક્તિ માટે છૂટે હાથે મદદ કરતા હોય છે.

કેવળ શૈક્ષણિક કાર્યમાં પણ આવા ધનિકોની ઉદારતા દાદાસાહેબને ઉપયોગમાં આવી. મહારાષ્ટ્રમાં મહારાષ્ટ્રી અને ગુજરાતમાં ગુજરાતી— એવું ઉભયાન્વયી સ્વરૂપ દાદાસાહેબનું હતું. તેમણે મહારાષ્ટ્રનું સ્વત્વ કદી છોડયું નહોતું કે કદી તેનું ગૌરવ પણ ગુમાવ્યું નહોતું. પણ તેની સાથે સાથે દાદાસાહેબે ગુજરાતને પરાયું ગણ્યું નહોતું કે તેનો અવિશ્વાસ મેળવ્યો નહોતો. ઊલટું, તેઓ ગુજરાતી જનતાના વિશ્વાસુ નેતા બન્યા,

કરોડપતિ કારખાનાં-માલિકોની કંઠીમાંના મુકુટ મણિ બન્યા અને પાંચ-પચાસ સંસ્થાઓના ટ્રસ્ટી પણ થયા!

'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (પાછળથી ગુજરાત વિદ્યાસભા)ના દાદાસાહેબ પ્રમુખ હતા. એ હોદ્દાની રૂએ તેમણે કેળવણીનું કામ કર્યું. મહારાષ્ટ્રની સ્ત્રી-કેળવણીના આદ્ય અને શ્રેષ્ઠ કર્તા તેમ જ પુરસ્કર્તા મહર્ષિ અણ્ણાસાહેબ કર્વેના આત્મચરિત્રનો ગુજરાતી ભાષામા અનુવાદ કરવાનો દાદાસાહેબનો વિચાર હતો તે મુજબ તે વિષે ૭-૮ લેખો પણ લખ્યા. પરંતુ ત્યાર પછીના રાજકીય કામકાજને કારણે આ શૈક્ષણિક કામ અટકી પડેલું.

અસહકારના સમયમા ગાંધીજીએ 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કરી. તેમાં કાયદાના વિષયના અધ્યાપક તરીકે દાદાસાહેબે ૧૯૨૧થી ૧૯૨૩ સુધી બે વર્ષ કામ કર્યું.

૧૯૩૦ પછીનો જમાનો એટલે સ્વાતંત્ર્યસંગ્રામની ભરતીનો જ સમય! એક પછી એક મોટાં આંદોલનોનાં મોજાં દેશભરમા ઊછળતાં હતા, ત્યારે નગરપાલિકાના સંકુચિત ક્ષેત્રમા દાદાસાહેબને કોણ રહેવા દે? કૂવામાં તરનારાને સમુદ્રમાં તરવા મુકાય, તેવી રીતે દાદાસાહેબનુ કાર્યક્ષેત્ર વધ્યું. રાજકારણમા તેઓ જોર-શોરથી ભાગ લેવા લાગ્યા. ૧૯૩૦ની સાલમાં અસહકારની ચળવળમા ભાગ લેવા માટે તેમને બે મહિનાની કેદ અને રૂ. ૫૦૦ દંડની સજા થઈ. તે પછી તુરંગવાસની પરંપરા જ ચાલી ૧૯૩૩ અને ૧૯૩૪ની સાલમા તેમને જેલમા જવુ પડ્યુ. આગળ, ૧૯૪૦ની સાલમા તેમના જન્મદિવસે જ, ૨૭મી નવેંબરને રોજ, વ્યક્તિગત સત્યાગ્રહ કરવા બદલ તેમને પકડવામા આવ્યા. ત્યાંથી તેઓ છૂટ્યા તા ૧૮ નવેંબર, ૧૯૪૧ને રોજ ૯ મહિનાની ફરી જેલ! ૧૯૪૨ના 'હિંદ છોડો' આંદોલનમા પ્રારંભની ધરપકડોમા જ સરકારે તેમને ઝડપી લીધા તા. ૧૦ માર્ચ ૧૯૪૪ સુધી-એટલે દોઢ વર્ષ-સાબરમતી જેલમા રાખ્યા બાદ તેમને છોડવામા આવ્યા.

સ્વાતંત્ર્ય માટે દાદાસાહેબે પાંચ વખત જેલ ભોગવેલી. તેમના જેવા

ગર્ભશ્રીમત વિદ્વાનને માટે કારાગૃહ એટલે યાતના-ગૃહ જ! પરતુ એ યાતના દેશપ્રેમને કારણે તેમણે આનંદથી સહી લીધી એટલુ જ નહિ, પણ ઉત્સાહભેર તેમણે ત્યા સામાજિક કાર્ય આગળ ચલાવ્યુ ૧૯૪૦ની સાલમા વરસ સુધી યરવડાની ઊચી કિલ્લેબદીની અદર હતા ત્યારે તેમણે 'આત્મચરિત્ર' લખ્યું – પોતાના વંશજોના જ્ઞાન માટે–આત્મગૌરવ માટે નહિ! આ આત્મચરિત્ર મોડી લિપિમા લખાયેલુ છે તો પણ સુવાચ્ય – સુદર છે તેમા લેખનકલાનું લાલિત્ય નથી, પણ અંતઃકરણની નિખાલસતા છે સત્ય-સશોધન કરનારી ગાધીજીની 'આત્મકથા' કે ભારતીય રાજકારણની ચિકિત્સા કરનાર જવાહરલાલનુ 'મારુ જીવન' એ બને ગ્રથો જેમ દુનિયાના ઉપયોગ માટે–માર્ગદર્શન માટે–છે, તેવુ સ્વરૂપ દાદા સાહેબના આત્મચરિત્રનુ નથી પોતાના બાળકોને પોતાના કુટુંબની માહિતી મળે, એ જ સાદા, સાત્ત્વિક ઇતિહાસ લેખનનો તેમનો ઉદ્દેશ હતો આ આત્મ ચરિત્રનુ લખાણ ૧૯૨૩ની સાલ સુધી જ તેમણે લખીને રાખ્યું છે તે માટે નોટના ૩૦૦ પાના તેમને લખવા પડેલા

આ ઉપરાત તેમણે જેલમા કરેલુ મોટું કામ તે ત્યાના કેદીઓને અનેક રીતે મદદ કરવાનું કોઈને પણ કલ્પના ન આવે એવી અલૌકિક માનવસેવા તેમણે ત્યા કરેલી છે

સેવાની સિતાર ઉપર માનવતાનું સકીર્તન તેમણે સતત કર્યું

તેમણે તે સેવા કેવી રીતે કરી, તે સેવાની શી ફલશ્રુતિ સાપડી, તે માટે દાદાસાહેબને શુ શુ સહન કરવુ પડ્યુ, તેની થોડી વિગતો હવે આપણે જોઈએ

## ૫. માનવતાનાં ઝરણાં

આ કોણ છે?

જેલમાં હોવા છતાં આનંદી એવો આ છે કોણ?

જેલની આ કોટડીથી પેલી કોટડી સુધી તેજીલી ગતિથી અને પ્રસન્ન ચહેરે જનાર છે કોણ?

પગે ખાખી ચડ્ડી, અંગ ઉપર સફેદ સ્વચ્છ સદરો અને ખભા-ઉપર એક નાનો સરખો ટુવાલ—એવા ખાદીના સાદા પોશાકમાં જેલમાં સર્વત્ર મુક્તપણે હરનાર ફરનાર અને હસતે મુખડે બોલનાર આ વ્યક્તિ કોણ છે?

એ વૉર્ડર છે? કે જેલર? કે ખુદ આઈ.જી.પી.?

ના રે! તે પૈકીનો તો કોઈ જ નથી.

એ બધા કરતા તેનો આજે તો ઊતરતો દરજ્જો છે—એ તો સામાન્ય કેદી છે.

પરંતુ તેમનો ગઈ કાલનો—અને આવતી કાલનો—દરજ્જો આ તમામ જેલ-અધિકારીઓ કરતા ઊંચો છે, ખૂબ ઊંચો છે.

"ઑનરેબલ મેમ્બર્સ,

ઑનરેબલ ધિ સ્પીકર!"

એવો લલકાર લાલ ડગલામાં સજ્જ થયેલો ચપરાશી ઊંચે અવાજે કરે છે. તત્ક્ષણ સમગ્ર વિધાન સભામાં એકદમ શાંતિ પ્રસરી જાય છે. બધા ધારાસભ્યોની નજર સભાપતિના પ્રવેશદ્વાર તરફ વળેલી હોય છે. એવામાં એકાદ સમ્રાટની જેમ ધીમા પગલા પાડતી, શુભ્ર

પોશાકમા, દાદાસાહેબની શુભ્રતર મૂર્તિ સભાગૃહમા પ્રવેશ કરે છે તેમનુ સ્વાગત કરવા બધા સભાસદો અદબથી ઊભા રહેલા હોય છે અને તેમણે આપેલું માન સ્વીકારતા દાદાસાહેબ વિધાન સભાના સભાપતિના ઉચ્ચ આસન ઉપર બેસે છે, અને આખા સભાગૃહ ઉપર પોતાની વેધક નજર ફેરવે છે ચ્છડીદાર તેના જેટલી ઊંચાઈનો રાજદંડ તેમની સમક્ષ મૂકતો હોય છે તે જ ક્ષણે વિધાન સભાના કામનો આરંભ થાય છે એવુ રાજવૈભવનું સત્તાસ્થાન બે ત્રણ વર્ષ પહેલા જ જેમણે ભોગવેલુ, એ જ દાદાસાહેબ ૧૯૪૨ની સાલથી ૧૯ મહિના માટે સાબરમતીની જેલમા એક કેદી તરીકે રહેવા લાગ્યા જેલ અધિકારીઓની પરવાનગીથી દાદાસાહેબ ચોરી દરોડા ખૂનવાળા ગુનેગાર કેદીઓમા ભળવા લાગ્યા, તેમના દુ ખ સાભળવા લાગ્યા, તે દૂર કરવાના પ્રયત્ન પણ કરવા લાગ્યા, અને તે બધાના એક પ્રેમાળ મિત્ર, વિદ્વાન માર્ગદર્શક, એટલુ જ નહિ પણ વકીલ, આપ્તજન, ગુરુ—બધુ જ બની રહ્યા તેમણે એ કારાગૃહને શાળાગૃહ જ બનાવ્યું તેમાના ગુનેગારો ઉપર તેમણે સાચા શિક્ષણના સંસ્કાર પાડયા—અને તે પણ સ્વેચ્છાથી, આનદથી! સૂર્ય પ્રાત કાળનો હોય કે સાયકાળનો, તેની લાલાશ તો સરખી જ! તે જ પ્રમાણે દાદાસાહેબ રાજગૃહમા હોય કે કારાગૃહમા, તેમની વૃત્તિ શાત અને સેવાભાવી!

દર્દીને દવાદારૂ આપવા, ગરીબોને સારી પેઠે મદદ કરવી, કોઈકની અપીલ લખી આપવી, તો કોઈકને દયાની અરજી લખી આપવી, કોઈની સજા ઓછી કરાવવા ખૂબ જ પ્રયત્ન કરવા તો કોઈકની ઉપર થયેલો અન્યાય દૂર કરવા માટે બધી હકીકત મુદ્દાસર રીતે લખીને ઉપરી અમલદારોને જણાવવી,—આવી નિ સ્વાર્થ તપશ્ચર્યા સાબરમતી જેલમા દાદાસાહેબે અખડપણે ચલાવી હતી આ તપશ્ચર્યાનું મહત્ત્વ વર્ણવતા તેમની સાથેના એક કેદી લખે છે 'સમાજે ઊંચકીને ફેંકી દીધેલા કેટલાક પથરા તેમણે ત્યા બેઠા બેઠા પૂજ્યા, તેમની અદર અનેક સસ્કાર પૂર્યા, શિલ્પીની તન્મયતાથી તેઓ પેલા પથરાઓ સાથે તન્મય બન્યા શિલ્પ

સુંદર થાય, નિર્દોષ બને એટલા માટે તેમણે ટાંકણાના ઘા માર્યા. ઘા મારતાં પહેલાં પથ્થર ઉપર પાણી છાંટવું પડે છે. દાદાસાહેબની આંખો-માંથી અનુકંપાનું પવિત્ર જળ ખળખળ વહેવા લાગતાં જ મેલા પથ્થરો દ્રવિત થયા, અને તેમની અંદર પણ માનવતાનાં અખંડ ઝરણાં છે એ અગલ દર્શન દાદાસાહેબને ત્યાં થયું—'

ફાંસીની સજા પામેલા કેદીઓની જે કથનીઓ દાદાસાહેબે સાંભળી તે તેમણે લખીને છપાવી છે તેનુ ગુણવર્ણન કરતા એક વિદુષી કહે છે: 'સત્ય સમાન બીજો ધર્મ નથી' આ મહાન તત્ત્વ આ કથામંદિરનો પાયો છે સમતા, સેવાવૃત્તિ, આંતરિક ઝંખના, અખંડ કાર્યમગ્નતા એ આ મંદિરના સુંદર સંગેમરમરના થાભલા છે; 'સમગ્ર દુનિયા પરનો પ્રેમ' એ તેનો સુવર્ણકળશ છે અને પૂજનસ્થાને તો પ્રત્યક્ષ માનવતાની મૂર્તિ છે!'

* * *

બરોબર મધ્યરાત્રિનો સમય! બધે જ સૂમસામ! સંપૂર્ણ નિ:સ્તબ્ધતા! જાણે અંધકારનો શાંત પર્વત જ ત્યાં ઊભો છે! કેદી અને પોલીસ બંને, આખો દિવસ કામ કરીને અને કામ કરાવીને તથા માર ખાઈને અને માર મારીને, સરખા જ થાકેલા—અત્યારે સરખા જ સૂતા છે. તમરાં સિવાય અત્યારે બીજા કશાનો ય અવાજ સંભળાતો નથી. પરંતુ એટલામાં—

'રઘુપતિ રાઘવ રાજારામ!
પતિત પાવન સીતારામ!'

એવુ ભજન દાદાસાહેબને કાને પડ્યુ. ૧૯૪૧ની સાલમા યરવડાની જેલમા તેઓ સજા ભોગવતા હતા. ક્યા થઈ રહ્યું હતુ આ ભજન? કોણ કરતું હતું પ્રભુ રામચન્દ્રની આટલી આર્ત યાચના?

'રામ' બોલવાનો વખત જેના નસીબમાં આવેલો એવો એક અભાગી કેદી જ પડોશની ખોલીમાથી રામને બોલાવી રહ્યો હતો.

બીજે દિવસે સવારે તે ફાસીને માંચડે ચડવાનો હતો, તેનું આયુષ્ય પૂરું થવાનું હતું. એટલે તે આજે રાતના આ દુનિયાની વિદાય લઈ રહ્યો હતો. અતકાળે સ્વજન કોઈ જ પાસે નથી પોતાને શાંતિ આપનાર મિત્ર ભગવાન જ છે એ ભાન થતા તે કેદી રામનામની ધૂન કરતો હતો.

અને બીજે દિવસે સવારે પોલીસના બૂટનો ખટખટ અવાજ સંભળાવા લાગ્યો. દાદાસાહેબ સમજી ગયા કે પોતાના પડોશીને ફાસીના માંચડા પર લઈ જવામા આવે છે. તેઓ પોતાની ઓરડી બહાર આવ્યા. અને દરવાજાના પગથિયા ઉપર ઊભા રહ્યા. પાની ઊંચી કરી અને માથુ ઊંચુ કરીને કાઢી જુએ છે તો......

...માંડ ૨૦–૨૨ વર્ષનો તરુણ! તેના બન્ને હાથ એક બેડીથી બાધેલા છે. તેની આગળ પાછળ દસ બાર બદૂકધારી સિપાહીઓ ચાલે છે. તેની અંતિમ વિધિ માટે ડૉક્ટર, મૅજિસ્ટ્રેટ અને સુપરિન્ટેન્ડન્ટ પણ ચાલ્યા છે. 'નમઃ શિવાય!, નમઃ શિવાય!' એવુ બોલતો પેલો કેદી ફાસીના માચડા તરફ ઝટપટ ચાલે છે. યમરાજને ભેટવા માટે એ શા માટે ઉતાવળો બન્યો હશે?

ફાસી-ખોલીનો અડીખમ દરવાજો ઉઘાડવામા આવ્યો. ચાર પગથિયા ચડીને પેલો કમનસીબ જીવ ફાસીના તખ્તા પર ચડયો ખટ, મોટો અવાજ થયો. કેદીના ગળાની આસપાસ દોરી ચપોચપ બેસી ગઈ! કોઈ ફાટેલા ચીંથરાની જેમ તેનુ શરીર નીચે લટકવા લાગ્યુ–આ ભીષણ, કરુણ દશ્ય દાદાસાહેબે જોયુ–અર્થાત્ એમના માનસ-ચક્ષુ વડે!

અને એ દશ્ય એમની આખો સમક્ષ સતત નાચવા લાગ્યુ. સાથોસાથ જ તેમના ચિત્તમાં તેને લગતા વિચારો પણ રમવા લાગ્યા. 'ગુનો ગમે તેટલો ભયકર હોય, તો પણ ગુનેગારને મારી નાખવો એ શુ યોગ્ય છે? કેટલાયે વર્ષોથી આ ફાસીની સજા દેવાતી આવી છે

એ સાચું; પણ એથી ખૂનોનું પ્રમાણ સમાજમાં ઓછું થયેલું જણાય છે ખરું? અનેક કારણે મનુષ્ય ગુનો કરવા પ્રવૃત્ત થાય છે. આવા ગુનાઓની જવાબદારી, કંઈક અંશે, સમાજની પણ નથી શું? રાજ્ય-શાસન સંસ્થાનો પણ થોડો ઘણો દોષ નથી? અને જો હોય તો પછી પેલા એકલા ગુનેગારને જ સજા શા માટે? અને તે પણ ફાંસીની! એના કરતાં એ પતિતને જીવથી ન મારી નાખતાં, એને જીવતો રાખી, એનું જીવન સુધારવાનો પ્રયત્ન કરવો એ વધારે ઇષ્ટ નથી શું?

* * *

'દાદાસા'બ, મને તમારા પેટનું સંતાન સમજો; અને આ જીવલેણ સંકટથી છોડાવો.' ડાહી ધ્રૂસકાં ભરતી ભરતી બોલતી હતી અને વારંવાર દાદાસાહેબના પગે પડતી હતી. ઠાકોર કોમની એ યુવાન બાઈ. ઉંમર માંડ વીસ-બાવીસ વર્ષની. પહેલેથી સ્વભાવની એકદમ સાલસ, ગરીબ ગાય જેવી! તેને ફક્ત એક જ ભાઈ હતો. તેણે એક ખાનદાન ઠાકોર યુવાન જોઈને તેની સાથે ડાહીનું લગ્ન કરી નાખેલું. દિવસભર મજૂરી કરવી અને પેટ ભરીને ખાવું—આવા વર્ગમાનો તેનો ભાઈ હતો. અને તેવો જ હતો તેનો ધણી પણ.

ડાહીનો ધણી ખૂબ પ્રેમાળ હતો. તેને પોતાની પત્ની પર ઘણો પ્રેમ હતો અને તેવો જ પ્રેમ હતો પોતાનાં બે નાનકડા બાળકો પર પણ. પરંતુ તે કરતાં વધારે—તે બધાં કરતા વધારે—તેને પ્રેમ હતો પોતાની મા ઉપર.

મા! પ્રેમનુ બ્રહ્માંડ જ! પોતાનાં સંતાન પર પ્રેમ કરવો, પંડે દુઃખ ભોગવી તેમને સુખ આપવુ, જાતે તનતોડ મહેનત કરી તેમને ઉછેરવાં, એ જ તેનો ધર્મ. કોઈ પણ દેશમા જાઓ, કોઈ પણ કાળમાં નજર નાખો—મા એટલે મમતાની મૂર્તિ, વાત્સલ્યની પ્રતિમા, નિરપેક્ષ સેવાની પતાકા, જાણે પરમેશ્વરનો ઉજ્જવળ અંશ જ! એટલે જ તો પરમેશ્વરને 'જગજ્જનની' કહે છે. યુરોપનો નેપોલિયન હોય કે એશિયાનો શિવાજી, બધા

શરીરોના મસ્તક માતા સમક્ષ ઝૂકેલા જ છે જગતમા માગલ્ય અને મમતાનુ ઉચ્ચતમ શિખર મા!

પરતુ કોમળ ફૂલોનું રૂપાતર તીક્ષ્ણ શસ્ત્રમા થાય છે તે જ પ્રમાણે આ જ મા બીજી એક ભૂમિકાએ ચડતા વેંત જ કઠોર થાય છે, નિર્દય બને છે, વાઘ વરુ જેવી ઘાતક બને છે એ ભૂમિકા સાસુની! તમામ જમાનામા અને તમામ જગાએ માતાના આ બે ભિન્ન સ્વરૂપો નજરે ચડે છે, માત્ર ભિન્ન જ શા માટે? સપૂર્ણ વિરુદ્ધ જ. હિમાલય પર એક બાજુ મૂશળધાર વરસાદ તૂટી પડે છે તો બીજી બાજુ શરીરમાથી પરસેવાના ધોધ વહેવડાવે તેવો ઉગ્ર તાપ પણ પડતો હોય છે એવો જ ચમત્કાર માના સ્વભાવમા બધે જ અને હમેશા દેખાય છે એક જ સ્ત્રી-પણ એક વખત માતૃ દેવતા તો એક વખત સાસુ-રાક્ષસી! શહેર હોય કે ગામડુ, રાજમહેલ હોય કે ઝૂપડુ, એમા વસનાર કુટુબ સુશિક્ષિત હોય કે નિરક્ષર, સેંકડે ૯૯ ઠેકાણે માયાળુ માતા ક્રૂર સાસુ બનતી જણાય છે સમુદ્રની ભીતરમા જેમ એક ઠડા પાણીનો પ્રવાહ વહે છે, તેમ જ એક ઊકળતા પાણીનો ય પ્રવાહ ધસમસતો વહેતો હોય છે એવો જ આ અદ્ભુત પ્રવાહ નથી શુ?

આ વિચિત્ર અનુભવની સૂડી વચ્ચે ડાહીનો ધણી સપડાયો હતો એક બાજુ તેનું મન માને પ્રેમ કરતું હતું. પણ બીજી બાજુ તે જ મા, સાસુના સંબધથી, પોતાની સાલસ અને પ્રેમાળ પત્નીને ત્રાસ આપતી હતી એ જોઈને તેનુ મન વ્યથાઅનુ ભવતું હતુ, તરફડતું હતું, અદર ને અંદર બળી રહ્યુ હતું ડાહી આખો દહાડો સખત મહેનત મજૂરી કરે, પણ સાસુ અહીંની સળી ત્યા મૂકતી નહિ જાણે કે પેની વહુ એટલે નોકરડી અને પોતે તો મહારાણી! ડાહી વહેલી સવારે ઊઠે, ઘરની સાફસૂફીનું કામ કરે, વાસણ-કૂસણ માજે, કપડા ધુએ, રસોઈ બનાવે અને તે ઉપરાત આખો દિવસ મજૂરી કરવા જાય કામ કરીને થાકીપાકી આવતા વેંત જ સાસુ તેની પાસેથી પાઈએ પાઈ વસૂલ કરી લેતી પાણ રસોઈકામ ડાહી પાસેથી

એની સાસુ યત્ર જેમ કામ લેતી અને એની ઉપર કૂતરાની જેમ ભસ્યા કરતી.

ડાહીને સુવાવડ આવી તે મા બની પોતાના સુકોમળ બાળક પર પ્રેમવર્ષા કરવા લાગી તેના ધણીને પણ ખૂબ આનદ થયો પણ સાસુને? તેણે તો ડાહીને ત્રીજુ અઠવાડિયું યે પૂરુ થાય તે પહેલા ખેતરમા મજૂરી કરવા પાછી મોકલી તેના શરીર તરફ, મન તરફ, ભાવનાઓ તરફ પેલી 'સાસુ સરકાર' શાનુ લક્ષ આપે?

બે વરસ બાદ ડાહીને બીજું બાળક અવતર્યું બે બાળકોની જવાબદારી તેના ઉપર આવી પણ સાસુને તેનુ શુ? તે તો ડાહીને બમણી પજવવા લાગી 'બળ્યો આ જીવ!' એવુ ડાહીને થવા લાગ્યુ ધણી બિચારો ખુ'ની આખે અને બાધેલા હાથે ડાહીની આ બધી પજવણી જોતો હતો. પરતુ તેમાથી તેને છોડાવવાની હિંમત તેનામા નહોતી માતૃભક્તિ ધૂળ જેવી બની ગઈ, અમૃતનુ વિષ બન્યુ સદ્ગુણનો અતિરેક એટલે દુર્ગુણ જ!

એક બાજુ બાળકો લવારાની જેમ રડતા હતા, અને એક બાજુ સાસુ વીજળીની જેમ કડાકા કરતી હતી આખોમાથી ટપટપ આસુ સારતી ડાહી ઝૂપડીમા રોટલા શેકતી હતી તેવામા સાસુ કઈ કારણસર ડાહીને મારવા દોડી જોડે ડાહીનો ધણી ઊભો હતો. તેની સામે ડાહીએ એક વાર આસુ ભરેલી આખો વડે જોયુ અને માથુ નીચુ ઘાલ્યું ધણીએ કાઈ કર્યું નહિ

'છોડાવો મને આ જુલમમાથી હવે તો જરા પણ સહન થતુ નથી' રાત્રે ડાહીએ ધણીને વિનવ્યો

'કેવી રીતે છોડાવુ? શુ કરુ? માને ઘર બહાર કાઢુ?'

'એવુ હું કયા કહુ છુ?'

'તો હુ શુ કરુ?'

'તમે કશુ જ કરતા નહિ, હુ જ અહીંથી ચાલી નીકળુ છુ,'

'કયા જવાની?'

'બીજે ક્યાં! મારા ભાઈને ત્યાં'

'જા પણ છાનીમાની જજે. માને ખબર પડવા ન દેતી'

કોઈને જણાવ્યા વિના, સર્વસાક્ષી સૂર્યની પણ દૃષ્ટિએ ન પડતા, બેનગુ વર્ષના પોતાના બે નાના બાળકોને લઈ ડાડી પોતાને ભાઈને ઘેર જવા નીકળી અને તેની પાછળ પાછળ પડછાયાની જેમ આવી તેની દુર્દશા!

સામને સીમાડે જ ભાઈ મળ્યો તેણે પૂછ્યું 'બહેન! ક્યાં જવા નીકળી છે?'

ડાહીનું રડવું તૂટી પડ્યું રડતા રડતા તેણે પોતાની દુર્દશા કહી. અને અને દર્દભર્યા અવાજે કહ્યું 'ભાઈ! તારી સાથે રહેવા આવી છું રે, થોડાક દહાડા રહેવા આવી છું રે'

ભાઈ હતો વ્યવહારકુશળ તેણે પૂછ્યું 'તારી સાસુની, ધણીની રજા છે ખરી? ન હોય તો હમણાં જ પાછી ઘેર જા બે દિવસ પછી હું જ આવી તને પિયર તેડી લાવીશ'

પરંતુ એટલી ધીરજ ડાહીમાં ક્યાંથી હોય? તીર ભોંકાયેલી હરિણીની જેમ તે તરફડતી હતી તેને તો એક એક ક્ષણ કીમતી હતી જીવવાની આશાએ તે ચારે બાજુ ગરીબ પખીની જેમ નજર નાખતી હતી નદીના મહાપૂરમાં ડૂબતા માણસને 'ઊભો રહે, ઊભો રહે,' એવી શિખામણ કાંઠે ઊભેલો માણસ આપે તેનો શો ઉપયોગ? ત્યાં પેલાનો તો જીવ જતો હોય છે, પગેપગે તે મૃત્યુની નજદીક જતો હોય છે તેવી જ સ્થિતિ ડાહીની થઈ હતી તેના સમગ્ર જીવનને સાસુએ આગ ચાંપી હતી તે બુઝાવવા ધણી આગળ ન આવે, ભાઈ આગળ ન આવે, પછી કરવું શું?

ડાડી ઉપર આભ તૂટી પડ્યું તે નિરાધાર થઈ ગઈ ધરતીમાતા ડાહીને સીતાની જેમ પોતાને પેટમાં સમાવી લે તો સારું, એમ તેને લાગવા માંડ્યું પરંતુ ગરીબ બિચારી ડાડી માટે વસુંધરા આવો માર્ગ કરી આપે?

ડાહીની આંખો સમક્ષ સર્વત્ર અંધકાર જ અંધકાર છવાઈ ગયો. આશાનું એકે કિરણ નજરે પડતું નહતું. એમાંથી છૂટવાનો એક જ માર્ગ તેના ગાંડાતૂર મનને દેખાયો—એ હતો આપઘાતનો માર્ગ!

પીઠે બે બાળકો બાંધી તે અભાગણી રસ્તા પર ચાલતી હતી—મૃત્યુ તરફ દોટ મૂકતી હતી. મૃત્યુના દરવાજો જોવા માટે આમતેમ નજર નાખતી હતી એવામાં તેને એક કૂઈ દેખાઈ. નિરાશ જીવોની તે જ આશા! દુ:ખી સ્ત્રીનું તે અંતિમ સુખ! મા વિનાનાંની એ મા! તેના ખોળે બેસવાનું ડાહીએ નક્કી કર્યું.

ઘડીભર તે અટકી. પોતાની પીઠ ઉપર બે બાળકોને તેણે પોતાની સમક્ષ મૂક્યાં. તેમને તેણે એક વાર આંખો ભરીને નિહાળ્યાં અને મનનો નિશ્ચય કરી લીધો. તે પેલા ખંડિયેર કૂવા તરફ દોડતી ગઈ અને તેના થાળા ઉપર જઈને ઊભી રહી. હમણા જ તે નીચે ભૂસકો મારવાની ......ત્યાં 'મા' એવી નાની સરખી ચીસ તેને કાને પડી અને તેની પાછળ જ એક બાળકે રડવા માંડયુ. તે બાળકો તરફ પાછી દોડતી આવી. નીચે બેડી તેણે નાના બાળકને ઊચકીને છાતીએ ચાંપ્યું. મોટાને ખોળામાં બેસાડયું. બંનેને ભરપૂર ચુંબન કર્યાં. અને પછી એક ક્રૂર નિર્ણય કર્યો. પોતાની ઓઢણી કાઢીને તેણે જમીન પર પાથરી. તેમાં પેલાં બે બાળકોને મૂકી પોતાની પીઠ ઉપર મજબૂત રીતે બાધી દીધી અને ત્રણેનો જીવ કૂવામાં હોમવા એ અભાગણી માતા દોડની ગઈ.

પરંતુ યોગ! પેલાં બાળકો ઓઢણીમાથી છૂટી નીચે પડી ગયા. પાણીમાં ડૂબી ગયાં એ જેના જ 'દોડો' દોડો! મારાં બાળકોને બચાવો!' એવી બૂમો ડાહી પાડવા લાગી અને બૂમો પાડતા પાડના જ બેશુદ્ધ બનીને પડી ગઈ. પાડોશના ખેડૂતો આવ્યા. એમણે ડાહીને બચાવી. બાળકો બિચારાં મરી યા.

ડાહી બચી તો ખરી, પણ કેવી હાલતમા? પોતાના બાળકોનુ ખૂન અને આત્મહત્યાનો યત્ન કરનાર ગુનેગાર તરીકે પોલીસે તેના પર

કેસ કર્યો. જે તે કહેવા લાગ્યાઃ 'હવે ડાહીને ફાંસી થવાની.' તેને પણ તેમ જ લાગવા માંડયું. તેની આંખોમાંથી સતત આંસુની ધાર વહેવા લાગી.

સ્ત્રીઓની જેલમાં તેને મૂકવામાં આવી હતી. તે દિવસોમાં દેશભક્તિને કારણે સુશિક્ષિત, આદર્શવાદી અને કુલીન સ્ત્રીઓ પણ જેલમાં આવતી. એમાંની એકનું હૃદય ડાહીની કથની સાંભળી ખૂબ અસ્વસ્થ બન્યું. જ્યોત્સ્નાબહેન શુકલ તેમનું નામ. આ બાઈ કવયિત્રી અને લેખિકા હતાં. એટલું જ નહિ પણ ધારાસભ્ય પણ હતાં. તેમના સુકોમળ સ્ત્રીહૃદયમાં ડાહીની કથની સાંભળી ખૂબ અનુકંપા જન્મી તેમને મનમાં થયુંઃ શું કરવું? ડાહી શું ગુનેગાર છે? મા કદી બાળકોનું ખૂન કરતી હશે? એકદમ દુષ્ટ ગણાતી કૈકેયીનો દાખલો લો. તો પણ તેણે જે બધા કારસ્તાન કરેલા તે પોતાના સંતાનના—ભરતના—કલ્યાણ ખાતર જ.

આવો વિચાર કરતા કરતાં જ્યોત્સ્નાબહેનની આંખો સમક્ષ તરત જ એક મૂર્તિ ઉપસ્થિત થઈ 'આ બિચારીને કોઈ છોડાવશે તો તે દાદાસાહેબ જ' એવું તેમને લાગ્યું; અને તેમણે દાદાસાહેબને તરત જ ચિઠ્ઠી લખી.

અને દાદાસાહેબ? તેઓ તો આવી વ્યક્તિઓનો બચાવ કરવા, દુખિયાની સેવા કરવા માટે ખડે પગે તૈયાર હતા, ઉત્સુક હતા. એમણે તરત જ જેલ અધિકારીઓની પરવાનગી મેળવી અને સ્ત્રીઓની જેલમાં પ્રવેશ મેળવ્યો. આંસુ રેડતી, નતમસ્તક ડાહીએ એની પૂરી કથની તેમને કહી અને આશરા માટે, હિંમત માટે દાદાસાહેબ તરફ — એ ધર્મપિતા તરફ આશાથી માથું ઊંચું કરી જોયું.

'આમ જો! તું જરા પણ ગભરાઈશ નહિ. તારે માટે જે કાંઈ થઈ શકે તે બધું જ અમે કરી છૂટીશું.' એવું આશ્વાસન પોતાના શાંત, ગંભીર અવાજે તેમણે તેને આપ્યું. પોતાના ગળાની આસપાસથી યમફાંસો છૂટયો હોય એવું જ એ દુર્ભાગી માતાને લાગ્યું.

બીજે દિવસે દાદાસાહેબ ફરી સ્ત્રીઓની જેલમાં ગયા; ડાહીને મળ્યા અને કહ્યું: 'દીકરી, તને ફાંસી નહિ થાય. કશું નહિ થાય. તું શાંત થા. કોર્ટમાં તારો બચાવ કરવા માટે વકીલ પણ રાખવાની જરૂર નથી. તું તારી કથની જેવી છે તેવી કહેજે એટલે પત્યું. ૭ મહિનાની સજા પછી તું છૂટીશ.'

ડાહીએ નિરાંત અનુભવી. તેણે કોર્ટમાં બધી ખરેખરી હકીકત કહી. તેના ધણીએ પણ સાસુના જુલમનો ઇતિહાસ સ્પષ્ટપણે રજૂ કર્યો તે વખતે તેનો કંઠ ગદ્‌ગદિત થઈ ગયો હતો, તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. ન્યાયાધીશનું હૃદય પીગળ્યું. તેમની આંખો ભીની થઈ. બધાંની આંખો ભીંજાઈ. શો ફેંસલો આવે છે તે જાણવા સૌ ઉત્સુક બન્યાં. '૭ મહિનાની સાદી કેદ' એવો ફેંસલો ન્યાયાધીશે સંભળાવ્યો. 'દાદાસાહેબની આગાહી અક્ષરશઃ સાચી પડી!'—સૌ કહેવા લાગ્યાં. તેમને અભિનંદન પણ આપવા લાગ્યાં.

અને ડાહી? એ તો આવીને દાદાસાહેબને પગે પડી. તેને તો દાદાસાહેબ દેવ જ લાગ્યા!

* * *

ગાંધીજીનું શિષ્યત્વ પોતે સ્વીકાર્યું હતું એટલે દાદાસાહેબ આરોપીને સત્યને માર્ગે ચાલવાનું કહેતા. સત્યમેવ જયતે એ ખરું છે; તો પણ સત્યનો વિજય છેક આખરે થાય છે અને તેથી કેટલીક વખત સત્યનો પરાભવ થયો હોય એમ લાગે છે એ ખરું. પરંતુ, પરિણામની પરવા કર્યા વિના, સત્યની જ ઉપાસના કરવાનો આગ્રહ દાદાસાહેબ સેવતા. 'ફાંસી થાય તો ભલે. પણ ખૂનના પાપમાં અસત્યના પાપનો વધારો કરતો નહિ. સત્યથી ઉજળા થયેલા મસ્તક સાથે પરમેશ્વર સમક્ષ જા' એવી શિખામણ તેઓ આપતા.

પણ તેઓ જેવા ગાંધી-શિષ્ય હતા તેવા જ નિષ્ણાત કાયદા-પંડિત પણ હતા. એને લીધે પ્રક્ષુબ્ધ મનઃસ્થિતિમાં કરાયેલા ગુના બદલ ફાંસીની

સજા થવાની નથી એવો ચોક્કસ નિર્ણય તેમની વકીલ બુદ્ધિ આપતી; વકીલવર્ગની ખોટી રીતરસમોને કારણે ન્યાયાધીશને જે સત્ય હકીકત નજરે ન પડી હોય તે સત્ય વાત દાદાસાહેબ પોતાની અરજી દ્વારા તેમના ધ્યાનમાં લાવતા—અને દસમાંથી આઠ દાખલામા તો આરોપી ખૂનના આરોપમાથી છૂટતો. એ ચાર વરસમાં તો તે જેલમાંથી પણ છૂટતો, અને સમાજમાં માણસાઈથી રહેવા લાગતો.

'મહારાજ, આવુ જૂઠુ બોલવુ તમને શોભે કે? અરે, તમે સાધુ મહારાજ! ભગવા વસ્ત્ર તમોએ ધારણ કરેલાં, તમે ખોટુ કેમ બોલી શકો?' દાદાસાહેબ આર્જવભરી વાણીથી પૂછતા હતા. પરન્તુ જેલમાં પુરાયેલા પેલા ભગવાધારી સાધુ તો બેદરકારીથી જવાબ આપતા હતા:

'એટલે? ભગવાં પહેર્યા એટલે શુ થઈ ગયું? સૌને પોતાનો જીવ વહાલો હોય. તેને ખાતર હુ તો જરૂર ખોટુ બોલવાનો સાચું બોલું તો તો ફાસીએ જ ચડુ ને! આ ભગવા ચડાવ્યાં એટલે શું જાન જતો કરવો?'

'તમે જ વિચાર કરો! તમે ખોટું બોલીને જીવતા રહી, લોકોને શો ધર્મ શીખવવાના? શો પદાર્થપાઠ આપવાના? ગીતા શુ શીખવે છે? સત્યનો ત્યાગ કરી, ધર્મનો ત્યાગ કરી, તમે તમારુ શરીર કદાચ બચાવશો. પણ એ શરીરનો પછી શો ઉપયોગ કરશો, સાધુમહારાજ?'

આ પ્રશ્ન વડે દાદાસાહેબે પેલા કેદી સાધુના અંતઃકરણને સંસ્પર્શ કર્યો. સાધુના મનમા ગડમથલ શરૂ થઈ. સાધુમહારાજ ધધાદારી વૈરાગી જેવા હતા. અમદાવાદમા દરિયાપુર વિસ્તારમાં આવેલા એક અન્નક્ષેત્રમાં જમતા અને ગાજો પી તેના કેફમાં આખો દિવસ પસાર કરતા.

એવા જ બીજા અનેક ગંજેરી સાધુ ત્યા રહેતા હતા. એક દિવસ બપોરે ભોજન પત્યા બાદ હાથ ધોઈ કરીને એક વૃદ્ધ સાધુ બહાર નીકળતો હતો. તેની અને આ સાધુની વચ્ચે કોઈક કારણસર બોલાચાલી થઈ. ગુસ્સાનો પારો ચડ્યો. પેલા વૃદ્ધ સાધુને આવેશ ઉપડ્યો અને રસ્તા

ઉપર ફેંક્યો. રસ્તો હતો ડામરનો. સાધુ ધરડો હતો. એ બે હકીકતો ભેગી થતાં તેના પ્રાણ ઊડી ગયા. આ સાધુ બહારગામ ગયો. પંદર દિવસે પાછો આવ્યો ત્યારે પોલીસે તેને દંડા-બેડી પહેરાવી.

કેસ શરૂ થયો. ખૂનનો આરોપ! ફાંસીની દોરી આંખો સમક્ષ રમવા લાગી. તે ટાળવા માટે ખોટું બોલવાનો આ સાધુએ નિશ્ચય કર્યો હતો. એ પાપી નિશ્ચય તોડી પાડવાનું કામ દાદાસાહેબ કરતા હતા. સાધુને સાધુત્વના, સત્યના માર્ગ ઉપર લઈ જવા દાદાસાહેબ પ્રયત્ન કરતા હતા. તેમના ઉપદેશ પર બે-ચાર દિવસ વિચાર કર્યા પછી એ સાધુ બોલ્યોઃ 'ના, હું ગુનો કબૂલ કરવાનો નથી, નાહક મરવાનો નથી.'

'જા રે, જા. અસત્ય બોલવાથી જ તમે નાહક મરવાના; સત્ય બોલવાથી ફાંસી ટળે એવો સંભવ છે. કાંઈ નહીં તો, સજા તો ઓછી થશે જ. એટલે કહું છું કે પ્રાણની પરવા કર્યા વિના સત્ય જ કહો, ભાઈ. ઇશ્વરને ઘેર જવું પડે, તો પણ બેવડા પાપ સાથે તો ન જ જશો.'

દાદાસાહેબની આ વિનવણીની અસર પેલા વેરાગીના ચિત્ત ઉપર થવા માંડી. એક મહિના પછી કેસ સેશન્સમાં શરૂ થયો. તેના આગલા દિવસે વેરાગી તેમને મળ્યો.

'શું નક્કી કર્યું, મહારાજ?'

'બીજું શું નક્કી કરવાનું હતું? સાચુ જ બોલવાનું નક્કી કર્યું છે. આપનું કહેવું મને સંપૂર્ણ રીતે યોગ્ય લાગે છેઃ ભગવાં પહેરવાં અને ખોટું બોલવું! ના રે, ના. મૃત્યુ કરતાંય એ તો બદતર!'

નવ મહિના વીતી ગયા દાદાસાહેબનાં માતુશ્રી અને બીજાં કુટુંબી-જનો તેમને મળવા માટે જેલમાં ગયા હતા. તેમની મુલાકાત લઈને દાદાસાહેબ અંદરના દરવાજાથી જેલમા જતા હતા. બન્નેની હારમાં કેદીઓ ઊભા હતા.

દાદાસાહેબને કાને બૂમ પડી.

'દાદાસાહેબ!'

ચમકીને દાદાસાહેબે પાછળ જોયું. પેલો વેરાગી! એ હાથ જોડીને બોલ્યોઃ 'હમણાં જ સજા થઈ!'

'કેટલા વરસની?'

વેરાગીએ ત્રણ આંગળીઓ બતાવી. દાદાસાહેબને લાગ્યું કે ત્રણ વર્ષની. થયું: ચાલો, સારું થયું, બિચારાની ફાંસી ટળી. ત્રણ વર્ષમાં શું? જોતજોતામાં વહી જશે. પણ વેરાગીએ ખુલાસો કર્યોઃ

'સાહેબ, સજા ત્રણ મહિનાની જ થઈ!'

દાદાસાહેબે હાસ્ય વેરીને તેના તરફ જોયું; અને પછી તેઓ પોતાની કોટડી તરફ ગયા—પેલા વેરાગીનો આભાર લઈને ગયા, એક માનવીને સત્યના પ્રકાશમાં લાવી મૂકવાનું શ્રેય લઈને!

* * *

મૃત્યુ જેવો બીજો ગુરુ નથી. તેની પાસે જનાર માનવીનું મન સત્યનિષ્ઠ, દયાપૂર્ણ બને છે. वक्ता चास्य त्वादृगन्यो न लभ्यः (હે મૃત્યુ, સત્યધર્મનો તારા જેવો વક્તા બીજો કોઈ નથી.) આવો અનુભવ અનેક માણસોના જીવનમાં દાદાસાહેબને થયો.

માધો કરીને એક ભૂવો હતો. જાદુ કપટ કરી તે ગામડાનાં લોકોને ફસાવી, બનાવી પૈસા ઓકાવતો. તેણે પોતાનો જાદુ ખરો બનાવવા બે નાના છોકરાંને ઝેર ખવડાવ્યું. એ માટે એને ફાંસીની સજા થઈ અને તેને સાબરમતી જેલમા મોકલવામાં આવ્યો.

દાદાસાહેબના કાને આ અંગે થની ગુસપુસ અથડાઈ. તેમણે બધી માહિતી એકઠી કીધી અને હાઈકોર્ટમાં અપીલ મોકલાવી. એ માટે તેઓ રોજ કલાક દોઢ કલાક પેલી 'ફાંસીખોલી'માં જતા. સ્નાન, સ્વાધ્યાય,

સૂતર કાંતવાનું કામ અને સહાયઃ આ ચાર સાધનામાં જ દાદાસાહેબ જેલમાં પોતાના દિવસો પસાર કરતા.

એક દિવસ સંધ્યાટાણે જેલ-અધિકારી દાદાસાહેબ પાસે આવ્યો અને બોલ્યોઃ 'આપ દરવાજા સુધી જરા આવશો?'

'હા, ચાલો ને' એમ કહી દાદાસાહેબ નીકળ્યા. દરવાજા પાસેની કોટડીમાં ગયા, ખુરશીમાં બેઠા, ત્યાં પેલો ભૂખો-માધો-દોડતો દોડતો અંદર આવ્યો અને દાદાસાહેબને પગે પડ્યો. કેટલીય વાર સુધી તો તે તેમનો પગ સજ્જડ પકડીને બેસી જ રહ્યો, પોતાનાં આંસુથી માર્જન કરી રહ્યો. દાદાસાહેબની રાહ જોતો તે સવારથી દરવાજે બેઠો હતો, પોતાને પુનર્જન્મ આપનાર 'ગુરુ મહારાજ'ના દર્શન સારુ અગિયાર કલાક લગી માધો ત્યાં બેસી રહ્યો હતો. તેણે પોતાની કૃતજ્ઞતાના ધોધના ધોધ દાદાસાહેબના પગે ઠાલવ્યા.

આવા રત્ન-રાશિ વડે જ દાદાસાહેબ ખરા શ્રીમંત બન્યા હતા!

*　　　　*　　　　*

૫૧ વર્ષની સજા! આટલો મોટો બોજો લઇને મોતી ઝેણા નામનો ધાડપાડુ જેલમાં આવ્યો હતો! તો પણ દાદાસાહેબ તેનાથી દૂર રહ્યા નહિ. ઊલટું, મોતીને તેમની જ તહેનાતમા મૂકવામાં આવ્યો. એક વર્ષના સહવાસમાં એ ધાડપાડુના હૃદયની માણસાઈના દર્શન દાદાસાહેબને અનેક વાર થયા. તેમણે મુબાઈ સરકારને એક અરજી કરી. તેમા તેમણે મોતીનો પહેલાનો સાહસી સ્વભાવ જણાવી, સંજોગોએ જ તેના હાથે ગુના કરાવ્યા છે એમ જણાવ્યું. અને તેનુ આયુષ્ય થોડુક બાકી રહ્યું છે, માટે તેની સજા માફ કરવી એવી વિનતી કરી.

મોતીની સજા માફ થઈ. પચ્ચીસ વરસ બાદ તે પોતાને ઘેર ગયો. ઘેરથી નીકળતી વખતે તેનો બાળક બે વર્ષનો હતો, હવે તે સત્તાવીસ વર્ષનો યુવાન થઈ ગયો હતો. તે મોતીને ભેટી રહ્યો. તેની મુલાકાતની

આશા કોને હતી? પરંતુ દાદાસાહેબે પોતાની બુદ્ધિ, પોતાનો પ્રભાવ, પોતાના પૈસા—બધું જ ખર્ચી મોતીને છોડાવ્યો,—અને માટીમાં મળી ગયેલા જેવા માણસને પૂર્ણ માનવી બનાવ્યો.

*　　　*　　　*

કેવળ બુદ્ધિ અને પૈસા જ નહિ, પરંતુ પોતાની ઇજ્જત-આબરૂ પણ હોડમાં મૂકતાં પરોપકારી દાદાસાહેબ અચકાતા નહિ. એક વાર કોઈ બાપુની પત્નીને મારઝૂડ કરનાર બાપુને બે વર્ષની સજા થઈ હતી. એ તગડો જવાન બીજા કેદીઓને પણ મારઝૂડ કરતો. એટલે એને અલગ કોટડીમાં પગમાં હમેશ દંડા-બેડી નાખી પૂરી રાખવામાં આવતો.

'દાદાસાહેબ, શું કરું? છેલ્લા આઠ મહિનાથી મારા પગમાં સતત દંડા બેડી છે. તેથી હું હેરાન થઈ ગયો છું. ગમે તેમ કરી મને આ યાતનામાંથી છોડાવો.' બાપુ કાકલૂદીથી બોલતો હતો. તાળું વાસેલી ઓરડીના દરવાજાના લોખંડના જાડા સળિયા બંને હાથે પકડીને પગની બેડી ખખડાવતો બાપુ ગળગળે અવાજે બોલી રહ્યો હતો.

દાદાસાહેબનું અંતઃકરણ વ્યથિત બન્યું. તેમણે જેલ-અધિકારીઓને વિનવ્યાઃ 'બિચારાના પગમાંથી બેડી કાઢો'.

'બેડી કાઢીએ? અશક્ય!' જેલ અધિકારી મક્કમ સ્વરે બોલ્યો.

'કેમ?'

'કેમ? સાહેબ, એક વખત નહિ, બે વખત નહિ, પરંતુ ચાર ચાર વખત મેં એની દંડાબેડી કાઢી હતી પણ એ જેવી નીકળી કે તરત જ એ દાંડાઈ કરવા માંડ્યો, બીજા કેદીઓને મારવા લાગ્યો.'

બીજે દિવસે દાદાસાહેબ બાપુને મળ્યા, અને બોલ્યાઃ 'બાપુ, તારે દંડા-બેડીમાંથી ખરેખર છૂટા થવું છે?'

'એમાં શું પૂછો છો, સાહેબ? કંઈ પણ કરો, ગમે તેમ કરો;

પણ મને આ યાતનામાંથી છોડાવો, જલદી છોડાવો.'

'છોડાવીશ, છોડાવીશ; પરંતુ બેડી છૂટયા પછી તું તોફાન કરીશ તો? તું દંગો નહિ મચાવે ને?'

'ના રે, ના. હું શાંતિથી વર્તીશ.'

'તો પછી હું તારો જામીન થાઉં છું.'

'જામીન?! એટલે? શા માટે જામીન?'

'જામીન એટલા માટે કે તું ફરી દંગો તોફાન કરે તો તારે બદલે મને દંડા-બેડી પહેરાવવી.'

'ના, ના, દાદાસાહેબ! તમે તમારો જીવ એવા જોખમમાં મૂકતા નહિ. ક્રોધના આવેશમાં મારા હાથે કંઈક થઈ જાય અને તરત તમારા સરખા ભગવાનના માણસના પગે આ દંડા-બેડી! ના રે, એની તો કલ્પના સુધ્ધાં મારાથી સહન થઈ શકતી નથી. તમે મારા જામીન ન જ થશો. જેલર મારી બેડી કાઢવા આવશે તો હું તેને કાઢવા દેવાના નથી. આ બેડી મને અસહ્ય લાગે છે પણ તમારી જામીનગીરી તો મને એથીય વધારે સાલશે.'

થયું! બાપુના હૃદયમા ઈશ્વરતત્ત્વ પ્રગટ થયું! તેની માણ્સાઈ જાગૃત થઈ, પ્રબળ થઈ, તોફાની વૃત્તિને કાબૂમાં લેવા સમર્થ થઈ. તેના પગમાંની બેડી જેલની કચેરીમા હંમેશ માટે પડી રહી. પ્રેમના શાસનમાં બાપુ શાંતિપૂર્વક વર્તવા લાગ્યો.

* * *

'જેમને સુશિક્ષિત સમજવામાં આવે છે એવા લોકો કરતાં અભણ લોકો જીવન અને મૃત્યુનું તત્ત્વજ્ઞાન ઓછા સમયમા સમજી શકે છે, આત્મસાત્ કરે છે; એટલુ જ નહિ પણ પ્રત્યક્ષ આચરણમાં ઉતારે છે' એવા અનુભવનું ભાથુ બાંધીને, સેવાવૃત્તિનું સોનુ કસોટીએ ચડાવી,

અનેકાનેક અભાગી જીવોના ધન્યવાદ મેળવી દાદાસાહેબ તા. ૧૦ માર્ચ ૧૯૪૪ને રોજ સાબરમતી જેલમાંથી બહાર આવ્યા. ધાડપાડુઓનાં હૃદયમાં, ખૂનીઓના ચિત્તમાં, જેલના અંધકારમાં, માનવતાની જ્યોતિ પ્રગટાવી દાદાસાહેબ કૃતાર્થ થયા! ધન્ય બન્યા!! માનવતાની સેવા કરનારને માટે કોઈ પણ જગા તીર્થક્ષેત્ર જ બની રહે છે.

*

## ૬. અધ્યક્ષનો અંકુશ

'સભાસદો ! અધ્યક્ષજી!' એવો લલકાર લાલ ડગલાવાળા રાજદંડ-ધારી ચોપદારે મોટા અવાજે કર્યો અને સમગ્ર સભા આદરપૂર્વક નિસ્તબ્ધ-પણે ઊભી રહી. ખાસ પ્રવેશદ્વારમાંથી કપુરગૌર વર્ણની, હસતા ચહેરાની, શુભ્ર ખાદીનાં સુવ્યવસ્થિત વસ્ત્રપરિધાન કરેલી, દાદાસાહેબની મૂર્તિ ધીરગંભીર પગલાં મૂકતી, અધ્યક્ષની ખુરશી પાસે જઈને ઊભી રહી, અને પ્રાંતના ખૂણેખૂણેથી આવેલા તમામ લોક-પ્રતિનિધિઓને પોતાનું મસ્તક સહેજ નમાવીને, જાણે માતૃભૂમિને અભિવાદન કરતી હોય તેમ, પેલી ખુરશી ઉપર જઈને બેઠી; પણ બેઠી, ન બેઠી એ રીતે સહેજ ટેકાને હળવેથી બેઠી, અને પછી જોતજોતામાં આખું સભાગૃહ પોતાના દૃષ્ટિપાતથી જાણે કાબૂમાં લીધુ હોય તેમ તેણે સભાના કામકાજની એકદમ શરૂઆત પણ કરી દીધી. સભાનું કામકાજ ચાલુ હોય ત્યાં સુધી, ટેબલ પર મૂકેલા ચાંદીના રાજદંડને નજર સમક્ષ રાખીને, ખીંટીએ ચોટલી બાંધી હોય તેમ સભાસદોના અને પ્રધાનોના બોલેલા શબ્દ પર બરાબર નજર રાખી, રાજ્યરથની લગામ અત્યંત દક્ષતા અને કુશળતાથી સંભાળનારી અને લોકસંગ્રાહક વૃત્તિથી પણ ન્યાયનિષ્ઠુર ધોરણ વડે, કોઈને પણ અહીં-તહીં જરાયે ચસકવા ન દેનારી એ પ્રસન્ન પ્રશાંત મૂર્તિ જાણે લોક-શાહીની સંરક્ષક દેવમૂર્તિ જ હતી'

એ જમાનો તો સ્વરાજ્યના અરુણોદયનો હતો. ૧૯૩૭ની સાલમાં સ્વરાજ્યનો સૂર્યોદય થયો નહોતો એ ખરું. પણ પ્રાંતિક સ્વાયત્તતાનો પો ફાટ્યો હતો. સો સવાસો વર્ષોની પરતંત્રતાની રાત્રિ પૂરી થવા

આવી હતી, અને સ્વતંત્રતાનો ઉજાશ દેખાવ લાગ્યો હતો. પ્રાંતિક વહીવટનાં બધાં ખાતાં હિન્દી પ્રતિનિધિઓને હસ્તક આવ્યાં હતાં.

આ પ્રતિનિધિઓ ચૂંટાયા ૧૯૩૭ની સાલમાં. એ વર્ષની ચૂંટણીઓમાં કૉંગ્રેસને આઠ પ્રાંતોમાં પ્રચંડ બહુમતિ મળી. મુંબાઈ પ્રાંતની ૧૭૫ બેઠકોમાંથી ૮૬ કૉંગ્રેસે જીતી, તેમ છતાં કૉંગ્રેસ જ એ સૌમાં બળવાન પક્ષ હતો. એને કારણે તેના પ્રતિનિધિઓ જ પ્રધાન બનવાના એ દેખીતું હતું. પ્રધાનપદ એટલે માન, ઐશ્વર્ય અને સત્તાનું કેવું મોટું સ્થાન! ગળામાં લાલપટીઓ નાખેલા હજુરિયાઓ તો તેની આગળપાછળ દોડે જ. પણ મામલતદાર, કલેક્ટર સુધ્ધાં, માથું નમાવી ખડે પગે રહેતા. કોઈ પણ સમારંભમાં પ્રધાનને અગ્રસ્થાન અને કોઈ પણ અખબારમાં પ્રધાનનો ફોટો! રહેવાનું મલબાર હિલનાં નંદનવનમાંના બંગલામાં અને ફરવાનું 'નવી નક્કોર' મોટરગાડીમાં! લાખો લોકોનું સારું બૂરું કરવાની 'કર્તુમકર્તુમ' સત્તા! આ બધાને લીધે પોતે જનતાના માથા ઉપર, આસમાનમાં બલકે સ્વર્ગમાં સંચાર કરે છે એવો સુખદ ભાસ પ્રધાનોને સહજ થતો. આવા પ્રધાનપદની કોને લાલસા નહીં થાય? તે ખાતર કેટકેટલી ખુશામત અને કદમબોસી! કેટકેટલી ખટપટો અને કેટકેટલાં કારસ્થાનો! પરંતુ—

'પ્રધાનપદો' માટે કેટલાક કૉંગ્રેસજન ખૂબ ઉત્સુક છે એમ દેખાય છે. તેને લીધે અંદરોઅંદર ખટરાગ થવાનો સંભવ છે. જે લોકો ઉત્સુક છે તેમને જ આપણે સંતોષવા. ગુજરાતમાંથી નેતા અથવા પ્રધાન કોઈક હોવો જ જોઈએ એવું અમને થતું નથી. અમે બધા જ પ્રજાના સેવક છીએ. જેને પ્રધાનપદે નીમવામાં આવશે તેના પટાવાળા તરીક સેવા કરવાની અમારી તૈયારી છે.'

આવો નિર્લોભપણાનો સુસ્પષ્ટ વિચાર દાદાસાહેબ અને તેમના એક મિત્ર–બંનેએ સરદાર વલ્લભભાઈને જણાવ્યો. વલ્લભભાઈને

અચંબો થયો, આશ્ચર્યનો ધક્કો લાગ્યો, પણ એથીયે વધારે તો આનંદ ઊપજ્યો. મુંબાઈ પ્રાંતના પ્રધાનોનાં નામો કૅાંગ્રેસ પક્ષે નક્કી કર્યા. તેમના નેતા તરીકે શ્રી બાળાસાહેબ ખેરની અકલ્પ્ય પસંદગી થઈ. એ પછી કેટલાક દિવસો બાદ દાદાસાહેબ પોતાના વકીલાતના કામ માટે અમદાવાદથી બૅંગલોર જવા નીકળ્યા. રસ્તામા તેઓ મુંબાઈમાં ઊતર્યા હતા ત્યારે શ્રી ખેરનો તેમના ઉપર ફોન આવ્યો કે 'મારે તમને એક મહત્ત્વના કામ માટે મળવુ છે. અનુકૂળતા કાઢી મળશો કે?'

દાદાસાહેબે હા પાડી, પરંતુ બાળાસાહેબને શુ મહત્ત્વનુ કામ પોતાનું હશે તેનો કઈ ચોક્કસ ખ્યાલ દાદાસાહેબને આવ્યો નહીં. 'હશે કઈક કામ! આપણા ભાઈબંધની મુલાકાત તો થાય છે ને?' તેઓ બોલ્યા. નક્કી કરેલા સમયે દાદાસાહેબ બાળાસાહેબના ઘેર જઈ તેમને મળ્યા. ખુશીમઝાના ખબરઅંતર પૂછ્યા બાદ બાળાસાહેબે એકદમ જ રહસ્યસ્ફોટ કર્યો: 'મુંબાઈ વિધાનસભાના અધ્યક્ષ તરીકે તમારી પસંદગી કરવામા આવી છે.'

'કેમ? મને શા માટે પસંદ કરો છો? સ્પીકર બનવાની જેમની ઇચ્છા હોય તેમને જ એ પદ આપો ને?' દાદાસાહેબે અલિપ્તપણે કહ્યું.

'એ બધો વિચાર અમે કર્યો છે, અને કૅાંગ્રેસ કારોબારીનો પણ આદેશ તેવો જ છે. હવે એ નિર્ણય બદલવાનો નથી.'

'न मागे तयाची रमा होय दासी' ('જે માગતો નથી તેની રમા દાસી બને છે.')—શ્રી સમર્થનો આ સિદ્ધાત દાદાસાહેબના જીવનમા અનેક વાર સિદ્ધ થએલો દેખાય છે.

પ્રાંતેપ્રાંતના રાજતંત્રો કૅાંગ્રેસના હાથમા આવ્યા. પછી શુ? રાજ્યોના તમામ કારભારની કાયાપલટ થઈ. રાજકેદીઓ જેલોમાંથી છૂટ્યા અને રાજદરબારમા જઈને બેઠા. ગઈ કાલના કેદી આજે પ્રધાન બન્યા. કાલે લાઠીનું લક્ષ્ય બનેલી ખાદીની ગાંધી ટોપી, આજે પ્રધાનના માથા પર વિરાજમાન થઈ. કાલે પોલીસ દ્વારા ખેંચાયેલા, ફાડાયેલા, તોડાયેલા રાષ્ટ્રધ્વજ આજે એ જ પોલીસ દ્વારા, અમલદારો દ્વારા, ગર્વનર

પાસે પણ, આદર–સન્માન પામવા લાગ્યા. જેનો અવાજ મોંમાંથી નીકળતાં જ બરાબમાં ચાબખા પડતા તે વંદેમાતરમ્ રાષ્ટ્રગીત બન્યું. પથ્થર પીગળે તેમ કડક સરકારી અમલદારો નરમ બન્યા. તેમનું 'પોલાદી ચોકઠું' માખણ-મસ્કા જેવું નરમ બન્યું, કારણ કે લોકશાહીમાં તો લોકો જ ખરા શાહ હોય છે.

વિધાનસભાના અધ્યક્ષને પ્રધાનો જેટલાં પ્રસિદ્ધિ અને દોરદમામ નથી હોતાં, તેમ છતાં પ્રધાનો સુધ્ધાંને અંકુશમાં રાખવાનો અધિકાર અધ્યક્ષને હોય છે. 'સ્પીકર' એટલે વક્તા—બોલનાર, આમસભા તરફથી ઈંગ્લૅંડના રાજા સાથે જે બોલી શકે તે સ્પીકર. આ મૂળ અર્થ અત્યારે અસ્ત પામ્યો છે. લોકસભાની વ્યવસ્થા રાખવાનુ, તેનું કામ શિસ્તથી નિષ્પક્ષપણે ચલાવવાનું, અને લોકપ્રતિનિધિઓના હક્કોનું સંરક્ષણ કરવાનું એવુ ત્રિવિધ કામ અત્યારે સ્પીકરનુ હોય છે.

બહુમતિ ધરાવતો પક્ષ જ અધ્યક્ષની પસંદગી કરે તે દેખીતું છે. પરન્તુ પસંદ કરાયેલો પ્રતિનિધિ એક વખત અધ્યક્ષની પેલી જગ્યા પર જઈ બેસે એટલે પછી તે પોતાના પક્ષનો રહેતો નથી. બધા પક્ષોના પ્રતિનિધિઓ ચૂંટેલા અધ્યક્ષને અભિનંદન આપતાં એવી આશા વ્યક્ત કરે છે કે 'હવે પછી અધ્યક્ષ પોતાનો પક્ષ વીસરી જઈ આ સભાગૃહનું કામ આગળ ચલાવશે.' એ આશા મોટે ભાગે તમામ અધ્યક્ષોએ પરિપૂર્ણ કરેલી હોય છે. દાદાસાહેબે તો સંપૂર્ણ રીતે જ! સરકાર હાઈકોર્ટ જજની નિમણૂક કરે છે, પણ એથી કંઈ એ જજ સરકારથી દબાયેલા હોતા નથી, લાચાર બનતા નથી, સરકારના તાલ મુજબ ન્યાયના પલ્લાં ઊંચાનીચા કરતા નથી. ખુદ પેશ્વાને પણ દેહાંતના પ્રાયશ્ચિત્તની સજા ફરમાવનાર રામશાસ્ત્રી જ તેમનો આદર્શ હોય છે! અને તે જ ભૂમિકા વિધાન સભાના અધ્યક્ષની પણ. ન્યાયમંદિરમાંથી બહાર આવેલા ન્યાયાધીશ કે વિધાન સભામાથી બહાર આવેલા અધ્યક્ષના નાગરિક તરીકેના હક્કો

તો કાયમ રહે છે. એટલું જ નહીં સંયુક્ત પ્રાંતના તે વખતના સ્પીકર ટંડનજીએ તો એવું જાહેર કર્યું હતું કે 'સભાગૃહની બહાર હું કૉંગ્રેસના તમામ કામમાં ભાગ લેવાનો છું.' પંડિત જવાહરલાલ નેહરુએ તો આ મતને ટેકો આપતાં એમ કહેલું કે 'સ્પીકરે સભાગૃહની બહાર સ્વરાજ્યની લડતમા સક્રિય ભાગ લેવો જોઈએ.' ગાંધીજીએ પણ તેને ટેકો આપેલો. આગળ જતાં સંયુક્ત પ્રાંતની વિધાન સભામાં ત્યાંના મુખ્ય પ્રધાન પંડિત ગોવિંદ વલ્લભ પંતે એવો ઠરાવ મૂક્યો કે 'એકાદ વ્યક્તિ સ્પીકર તરીકે ચૂંટાઈ આવી એટલા જ માટે તેના સાર્વજનિક કાર્યમાં અવરોધ આવવાનું કારણ નથી. સભાગૃહની બહાર તેને રાજકીય ચળવળમા પોતાની મરજી પ્રમાણે ભાગ લેવાની છૂટ હોવી જોઈએ'. આ ઠરાવ પસાર થયો અને સ્પીકરનું મતસ્વાતંત્ર્ય નિશ્ચિત થયું. તેનો લાભ લઈ ટંડનજીએ કૉંગ્રેસના હરિપુરા અધિવેશનમાં રાષ્ટ્રીય શિક્ષણના ઠરાવ ઉપર જાહેર ભાષણ કર્યું. દાદાસાહેબે પણ આવી સ્વતંત્રતાનો ફાયદો અનેક વાર ઉઠાવ્યો હતો.

વિધાન સભાના અધ્યક્ષનું ન્યાયનિષ્ઠુર કામ કરવામાં દાદાસાહેબ બધી રીતે સમર્થ હતા. કાયદાની બારીકાઈ જાણવા જેટલું વકીલાતનું પાંડિત્ય તેમનામાં હતું અને તમામ ધારાસભ્યોને સંભાળી સાચવી લેવા જેટલો મધુર શિષ્ટાચાર પણ તેમને આવડતો હતો; તેની સાથેસાથ વિધાન સભાનું ગૌરવ જાળવવા જેટલી કડકાઈ પણ તેમનામા હતી.

મુંબાઈ વિધાન સભાના અધ્યક્ષ બન્યા પછી પહેલી જ વાર ત્રણ-ચાર વખત દાદાસાહેબને સ્પીકરનો અંકુશ કેટલાક ખુર્રા ધારાસભ્યો પર પણ મૂકવો પડેલો. ઇંગ્લૅંડમા પણ પાર્લમેન્ટના સભાસદોને સભાગૃહ બહાર કાઢી મૂકવાનો પ્રસંગ ત્યાના સ્પીકર માટે ઉપસ્થિત થાય છે.

અહીં તો? બધા જ નવાનક્કોર! લોકશાહીની એકદમ શિશુ અવસ્થા! અહીંની પરિસ્થિતિ મુજબ નવા નિયમો, નવી ગોઠવણો, નવી પ્રણાલિકાઓ નિર્માણ કરવાની હતી—અને તે મુજબ ધારાસભ્યોને વર્તતા

કરવાના હતા. તેમ કરાવતા મૃદુ મનના દાદાસાહેબ પણ કઠોર બનતા. એક વખત પ્રાથમિક કેળવણીના બિલ-ખરડા ઉપર ચર્ચા ચાલતી હતી. અને એક ધારાસભ્ય કંઈક અસંબદ્ધ બોલવા લાગ્યા; ત્યારે તેમ ન કરવા માટે દાદાસાહેબે તેમને સૌમ્ય ઈશારો કર્યો. તે ન ગણકારતાં પેલા ધારાસભ્ય મતેની સાથે વાદવિવાદ કરવા લાગ્યા, તેમને ટોણા મારવા લાગ્યા ત્યારે—

ધારાસભ્ય: 'આપ હમેશા મને સુમંગળતાના માર્ગે રાખવાને માટે જે વ્યક્તિગત લક્ષ આપો છો તે બદલ હું આપનો ખૂબ ઋણી છુ.'

સ્પીકર: 'આપના શબ્દો પાછા ખેંચો.'

ધારાસભ્ય: 'મને ખાતરી થશે તો હું માફી માગીશ.'

સ્પીકર: 'ચર્ચા કરવા હું તૈયાર નથી અધ્યક્ષને કોઈ પણ બાબતમાં વ્યક્તિગત લક્ષ આપવાનુ છે નહીં. આપ અધ્યક્ષ ઉપર પક્ષપાતનો આક્ષેપ કરો છો.'

ધારાસભ્ય: 'મારો કહેવાનો એ જ મતલબ છે, અને એમ જ હોવાથી હું શબ્દો પાછા ખેંચનાર નથી.'

સ્પીકર: 'ફરીથી વિચાર કરી જુઓ. જો આપ શબ્દો પાછા નહીં ખેંચવાના હો તો મારે કડક ઉપાય અજમાવવો પડશે. એટલે ફરી એક વાર તક આપુ છુ.'

ધારાસભ્ય: 'ખુલાસો કરવાની મને જો પરવાનગી હોય તો......'

સ્પીકર: 'મારાથી હવે તેમ કરી શકાય તેમ નથી. સભાસદના મનમા જો સ્પીકર માટે અનાદર ન હોય તો બિનશરતી રીતે શબ્દો પાછા ખેંચવામા શી હરકત છે?'

ધારાસભ્ય: 'હુ જે બોલ્યો છુ તે ફરીથી કહું છુ.'

દાદાસાહેબે પેલા ધારાસભ્યને એક દિવસ માટે સભાગૃહની બહાર કાઢી મૂકયા.

આવું જ તીખું તમતમતું શબ્દયુદ્ધ ધારાસભ્યોના પગારના ખરડા વખતે થયું ધારાસભ્યોનો પગાર દર મહિને રૂ ૭૫ને બદલે રૂ ૧૫૦ હોવો જોઈએ એવા એક સુધારા ઉપર ચર્ચા ચાલતી હતી એ સુધારા માટે ગવર્નરની સંમતિ અગાઉથી મેળવવી જરૂરી છે એવો એક મુદ્દો એક પીઢ ધારાસભ્યે રજૂ કર્યો ત્યારે બીજા એક ધારાસભ્યે સ્પીકરને એવી ટકોર કરી કે 'સભાગૃહનો અધિકાર વધે એવા જ નિર્ણયો સ્પીકરે આપવા જોઈએ ' ત્યારે દાદાસાહેબે પોતાનુ ધ્યેય જાહેર કર્યું કે 'કાયદાની કલમથી સભાસદોનો કે સભાગૃહનો અધિકાર મર્યાદિત કરવામા આવે તે સિવાય હું તેમ કદી પણ થવા નહીં દઉં. હું હમેશા એવો જ નિર્ણય આપવાનો પ્રયત્ન કરીશ કે જેથી સભાગૃહનો અધિકાર વિસ્તૃત બની રહે '

એકાદ વહાણને સમુદ્રમાના ચક્રાવાઓ વટાવીને, ખડકોથી બચાવીને, તોફાનોથી મુક્ત રાખીને, યોગ્ય દિશામા લઈ જવા માટે સુકાન ધારણ કરનાર સારથિને જે કૌશલ્ય બતાવવુ પડે છે તેવુ જ કૌશલ્ય સભાગૃહના અધ્યક્ષમા પણ હોવુ જ જોઈએ એવુ કૌશલ્ય દાદાસાહેબે 'न खरो नच भूयसा मृदु '('સખ્ત નહીં, તેમ જ કોમળ નહીં' એવો મધ્યમ માર્ગ) એવા પોતાના સ્વભાવથી પ્રગટ કર્યું હતું એક વખત એક વડીલ ધારાસભ્ય વિધાન સભામા ભાષણ કરતા હતા ત્યારે બીજા કેટલાક ધારાસભ્યો વારવાર દરમિયાનગીરી કરવા લાગ્યા કોને કહેવુ? બનેય મોટા! પરતુ હાથીને પણ અકુશમા રાખવો પડે છે તે કામ દાદાસાહેબે કેવી રીતે કર્યું તે જુઓ

અધ્યક્ષ આપ દરમિયાનગીરી પ્રત્યે લક્ષ આપતા નહિ ભાષણ આગળ ચલાવો

ધારાસભ્ય આપ જ જો મને એવુ કહેવા લાગશો તો મને યોગ્ય સંરક્ષણ મળવાનું નથી

અધ્યક્ષઃ આપના ભાષણમા એક સરખો વિક્ષેપ પડે ત્યારે આપ અધ્યક્ષ પાસે સંરક્ષણની માગણી કરજો, એટલે પછી અધ્યક્ષ સભાસદને

વિક્ષેપ ન કરવા માટે સમજાવશો.

ધારાસભ્ય: મારું સંરક્ષણ કરવાનો મને હક્ક છે અને તે હક્ક ગુમાવવાની મારી ઇચ્છા નથી.

અધ્યક્ષ: આપ આપનો મત જે રીતે વ્યક્ત કરો છો તે પ્રત્યે મારી સંપૂર્ણ નાપસંદગી દર્શાવું છું.

ધારાસભ્ય: મારે તો એટલું જ કહેવાનુ છે કે આત્મરક્ષણ કરવાનો મને હક્ક છે. ઘાયલ થાય અને પછી સ્પીકરે તે શાંત પાડવુ એ મને પસંદ નથી. પરંતુ ઉત્તરનો પ્રત્યુત્તર ન આપવો એવું જ જો આપનું કહેવું હોય તો મારે આપનો નિર્ણય માથે ચઢાવવો જ જોઈએ.

અધ્યક્ષ: એવો નિર્ણય આપવાનો પ્રસંગ જ ઉપસ્થિત થયો નથી.

* * *

આવા કડક પણ મળતાવડા સ્વભાવને કારણે, નિર્લોભી પણ સેવા-લોભી વૃત્તિને લીધે, અને સૂક્ષ્મ બુદ્ધિચાતુર્ય પણ શ્રદ્ધાળુપણું હોવાથી ઉત્કર્ષના પગથિયાં દાદાસાહેબ ઉપર ને ઉપર ચડતા ગયા; અથવા તો ભગવાને કહો કે નસીબે કહો એમને ઉપર ચડાવ્યા. તેઓ પોતાને પ્રયત્નવાદી માનતા, પરંતુ પ્રારબ્ધવાદી પણ ગણતા. આપણી અપેક્ષા વિના જુદી જુદી જાતની અનેક તકો અને સાધનો સામે પગલે ચાલીને આપણી પાસે આવે છે, માટે એમનો વિશ્વાસ પ્રારબ્ધ ઉપર; પણ એ તકો અને સાધનોનો ઉપયોગ કરવા માટે પોતાનામાં ગુણવત્તા અને કાર્યશક્તિની જરૂર પડે છે, માટે એમનો ભાર પ્રયત્ન ઉપર.

પ્રારબ્ધ અને પુરુષાર્થનો સુંદર સમન્વય દાદાસાહેબના જીવનમાં થયેલો જોવામાં આવે છે; અને તેનું ફળ એ જ કે, પહેલાં તેઓ અમદાવાદ નગરપાલિકાના સભાસદ બન્યા અને પછી પ્રમુખ ચૂંટાયા. પછી 'ના' કહેતા કહેતાં પણ મુંબાઈ વિધાન સભાના અધ્યક્ષપદની માળા તેમના કંઠમાં

આવી પડી. ત્યાંની તેમની સફળ કામગીરી ધ્યાનમાં લઈ આગળ જતાં તેમને દિલ્હીની લોકસભાનું પણ સર્વોચ્ચ અધ્યક્ષસ્થાન સુપ્રત કરવામાં આવ્યું.

શહેર, પ્રાંત, રાષ્ટ્ર–એમ ચડતા જતા ક્રમે એમનું કાર્યક્ષેત્ર વધતું ગયું.

દાદાસાહેબના મનનું પ્રબળ વલણ ઊતરતા ક્રમે સેવાના ક્ષેત્રમાં આગળ વધવા તરફ હતુ. 'મારે નાનાં ગામડાંમાં જઈને રહેવું જોઈએ. ત્યાંના લોકો માટે પાણી, રસ્તા વગેરેની સગવડ કરી આપવી જોઈએ; કારણ કે ગામડાંઓમાં અગવડ, ગરીબાઈ, રોગ અને અજ્ઞાનના ડુંગરો પડેલા છે, એ જમીનદોસ્ત કરવા માટે મારે લોકલ બોર્ડમાં પ્રવેશવું જોઈએ' એવી ઇચ્છા દાદાસાહેબના મનમાં ઘણાં વર્ષો સુધી ઘોળાતી હતી, પરંતુ દૈવે બીજું જ નિર્મ્યું હતું! હાથીએ પોતાની સૂંઢમાં પકડેલ દૂર્વા પહેલાં ગણપતિના અને પછી શંકરના મસ્તકે ચડાવાય એ રીતે દાદાસાહેબની સ્થાપના વિધિએ એક પછી એક ઉચ્ચસ્થાને કરી અને તે તદ્દન વાજબી અને હિતકર હતું એ પછીના અનુભવો ઉપરથી નક્કી થયું.

૧૯૪૫ની સાલમાં કૉંગ્રેસનેતાઓ જેલમાંથી બહાર આવ્યા તો પણ તેઓએ પોતાનો વિશ્વાસ તો ૧૯૪૨ની સાલના 'ચાલ્યા જાઓ'ના–એટલે સ્વતંત્રતાના–ઠરાવ ઉપર અચળ હોવાનું જાહેર કર્યું, અને તેમના આ વિશ્વાસને સમગ્ર રાષ્ટ્રે ખૂબ સાથ આપ્યો. 'કૉંગ્રેસ એટલે જનતા, અને જનતા એટલે કૉંગ્રેસ' એ સમીકરણ ફરી એક વાર સિદ્ધ થયું. ૧૯૪૫ની સાલની ચૂંટણીમા જનતાએ કૉંગ્રેસની તરફેણમા ચુકાદો આપ્યો. પ્રચંડ બહુમતીથી કૉંગ્રેસ બધે જ ચૂંટાઈ આવી ત્યારે બ્રિટિશ સરકારને ખાતરી થઈ કે કૉંગ્રેસ જ હિંદુસ્તાનની ખરેખરી પ્રતિનિધિ છે,—તેની સાથે જ સમાધાન અને સહકાર કર્યે છૂટકો.

આવી નિશ્ચય ગાઢ તે વર્ષના બ્રિટિશ પ્રધાનમંડળ પર આરૂઢ મજૂર પક્ષે પોતાના મનમા બાંધી અને સમાધાન માટે પછી હિંદુસ્તાનમા પાર્લમેન્ટનું એક 'શિષ્ટમંડળ' આવ્યું—'ત્રણ પ્રધાનો' આવ્યા. 'સિમલા પરિષદ'નુ મથન

થયું. અને તારીખ ૨ સપ્ટેમ્બર, ૧૯૪૬ને રોજ કૉંગ્રેસના હાથમાં દિલ્હીનું રાજ્યતંત્ર આવ્યું. પછી તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ને રોજ ભારતમાં સ્વાતંત્ર્યનો સૂર્યોદય થયો. તે પછી તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ને રોજ સંપૂર્ણ પ્રજાસત્તાક રાજ્યનો સાક્ષાત્કાર થયો. રાષ્ટ્રિય પ્રગતિના એક એક તબક્કાની સાથે સાથે દાદાસાહેબના જીવનની પણ પ્રગતિ થતી જ હતી.

'દાદાસાહેબ, મારી એક વાત તમારે સાંભળવી જ પડશે.'

'શી?'

'દિલ્હીની વડી ધારાસભાના અધ્યક્ષ તમે થાઓ તેવી મારી ઇચ્છા છે' વલ્લભભાઈ પોતાના હમેશના નિશ્ચયી અવાજમાં બોલ્યા. ૧૯૪૫ની સાલનો ડિસેમ્બર મહિનો હતો.

'હા, પણ મારી ઇચ્છા ગામડાંની લોકલ બોર્ડમાં જવાની છે ને? મારી ઇચ્છા વિરુદ્ધ તમે મને અમદાવાદથી મુંબાઈ લઈ ગયા અને મને હવે કહો છો 'ચલો દિલ્હી!'—આવા મોટા ગજા ન મારે બીજો મોટો માણસ જ ખોળો ને?' દાદાસાહેબે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

'દાદાસાહેબ, તમે જાણો છો તો ખરા કે તમારા સિવાય સ્પીકરના કામકાજના અનુભવવાળો બીજો કોઈ માણસ આપણા પક્ષ પાસે નથી. એટલે તમારે જ દિલ્હીનુ અધ્યક્ષપદ સ્વીકારવું જોઈએ.'

'પણ શા માટે મને દિલ્હીના મહાસાગરમાં ધકેલો છો? એ રાજધાનીમાં અખિલ ભારતમાંના અત્યંત બુદ્ધિમાન અને મોટામોટા લોકો આવવાના. ત્યાં હુ કેવી રીતે બેસી શકવાનો? તમે મને અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડમાં જવાની પરવાનગી આપો, ગામડાંનાં લોકોની સેવા કરવાની મારી ઇચ્છા ઘણા વર્ષોની છે તે સંતોષાવા દો

'એ બધુ ઠીક છે, પણ તમે દિલ્હી જ જાઓ એવી મારી ઇચ્છા છે—અને કૉંગ્રેસની આજ્ઞા છે.' સેનાપતિના સંકલ્પથી વલ્લભભાઈએ

ધડ દઈને નિર્ણય આપી દીધો અને વાત બંધ કરી

'મારા વયોવૃદ્ધ માતુશ્રીને પૂછીને હું શું નક્કી કરું છું તે જણાવીશ.' એવું દાદાસાહેબ બોલતા રહ્યા તેમને આશાનો એટલો જ તંતુ દેખાતો હતો કે દૂર દિલ્હી જઈ રહેવામા માતુશ્રી હા—ના કરશે. પરંતુ તેમને તો ઊલટો જ અનુભવ થયો. નસીબ જ તેમના જીવનની નૌકા દિલ્હીના મહાસાગર તરફ દોરી જતું હતું. વયોવૃદ્ધ માતાએ પોતાના એકના એક દીકરાને દિલ્હી જવાની સંમતિ આપવાના કારણમા એવું જણાવ્યું કે 'આવડા મોટા નેતા તમને કહે છે તેને તમારાથી ના કેવી રીતે પડાય?'

દિલ્હીની વડી ધારાસભામા બધા પક્ષોમા કૉંગ્રેસની બહુમતિ હતી, તો પણ તેના અધ્યક્ષની ચૂંટણી તીવ્ર હરીફાઈથી થઈ કૉંગ્રેસે ઊભા કર્યા દાદાસાહેબને, પણ કૉંગ્રેસવિરોધી પક્ષોએ એક થઈ ટેકો આપ્યો મવાળ નેતા સર કાવસજી જહાંગીરને સરકાર, યુરોપિયનો અને મુસ્લિમ લીગ એ બધાએ દાદાસાહેબને પાડવા માટે કમર કસી, પરંતુ અંતે વિજયી થયા દાદાસાહેબ જ. વિરોધ પક્ષ કરતા ત્રણ વધારે મત મેળવીને તેઓ ચૂંટાઈ આવ્યા, અને ૧૯૪૬ના જાન્યુઆરીમા વડી ધારાસભાના અધ્યક્ષ બન્યા કૉંગ્રેસને આ વિજયથી મોટો આનંદ થયો અમદાવાદ શહેરને અભિમાન ઊપજ્યું અને દાદાસાહેબને —

મોટી જવાબદારીની, સેવાની નવી તક સાંપડી એમ લાગ્યું ગાંધીજીના નેતૃત્વથી, વલ્લભભાઈના સાહચર્યથી, જેલમા અને જેલ બહાર છેલ્લા ત્રીસ વર્ષ પોતાના હાથે જે જનસેવા થઈ તેની આ સ્વીકૃતિ જ પોતાને મળી એવી દાદાસાહેબને અનુભૂતિ થઈ

આવી સ્વીકૃતિ તેમણે બીજી પણ મેળવવાની હતી, અને તેની સાથોસાથ મેળવવાના હતા વિસ્તૃત બનતી સેવાના આજ્ઞાપત્રો।

૧૯૪૭ના ઑગસ્ટમા ભારત આઝાદ થયું પછી નવેમ્બરમા સ્વતંત્ર ભારતની પ્રથમ સંસદના અધ્યક્ષપદની ચૂંટણી થઈ ને સંસદે

દાદાસાહેબના જ ગળામાં યશમાળા પહેરાવી.

પછી ૧૯૫૦ની સાલમા તા ૨૬ જાન્યુઆરીને રોજ સ્વતંત્ર ભારતે પોતાનુ પ્રજાસત્તાક રાજ્યબંધારણ મંજૂર કર્યું એ વખતે લોકસભાના પ્રથમ સ્પીકર તરીકે ચૂંટણી થઈ કોની? દાદાસાહેબની જ.

અને એવી જ કીર્તિની અમૃતવર્ષા દાદાસાહેબ ઉપર ૧૯૫૨ની સાલમા થઈ. પ્રથમ સામાન્ય ચૂંટણી પછી લોકસભાના અધ્યક્ષની ચૂંટણી થઈ ત્યારે અધ્યક્ષપદનો મુકુટ દાદાસાહેબના મસ્તક પર ફરી મુકાયો. રાષ્ટ્રે પોતાના પ્રતિનિધિઓ દ્વારા તેમનામા વારંવાર શ્રદ્ધા પ્રગટ કરી. દાદાસાહેબનાં બુદ્ધિચાતુર્યને, કાર્યકૌશલ્યને અને નિઃશંક પ્રમાણિકતાને અપાયેલી આ એક પછી એક સરસ એવી વણમાગી સિફારસ નહોતી તો બીજુ શુ? આજીવન ઇતિહાસનુ મથન કરનાર ઇતિહાસકાર સરદેસાઈ પોતાની 'સંસારયાત્રા'મા લખે છે: 'મનુષ્યસ્વભાવ-નિરીક્ષણનુ કૌશલ્ય દાદાસાહેબ જેટલુ મને બીજા કોઈમા ખાસ જણાયું નથી. પાર્લમેન્ટના નિયામકમા આ જ ગુણ મુખ્યત્વે હોવો જોઈએ'

દિલ્હીના આ ઉચ્ચ સ્થાન ઉપરથી તેમણે કેવળ પોતાના રાષ્ટ્રની જ સેવા કરી એવુ નથી, પરતુ આખી દુનિયામાની લોકશાહીને દાદાસાહેબે માર્ગદર્શન આપ્યુ તક અને સ્થાન સંજોગ પ્રમાણે ઊંચીએ તેટલાં વિસ્તૃત થતા હોય છે, તેનો જેટલો ઉપયોગ કરવો હોય તેટલો કરી શકાય છે.

રાષ્ટ્રના રાજકારભાર ઉપર અને વિદેશો સાથેના તેના સંબંધોની બાબતમા સ્પીકરની પ્રત્યક્ષ સત્તા ચાલતી હોય એમ દેખાતુ નથી પણ તે બને કાર્યો ઉપર પરોક્ષપણે દાદાસાહેબના મત અભિપ્રાયનો પુષ્કળ જ પ્રભાવ પડતો હતો

આઝાદી આવ્યા પછી પણ સરકાર ઉપર લોકમતનો અંકુશ રાખવાની જરૂર હોય છે એ કામ દાદાસાહેબ જેવા નિસ્પૃહ માણસ જ કરી શકે. લોકસભાની સ્વતંત્રતા અને પવિત્રતાનુ રક્ષણ કરવા માટે તેઓ સદા સજાગ

રહેતા. તે માટે તેમણે નવી સમિતિઓની રચના કરી. નવી પરંપરાઓ' નું નિર્માણ કર્યું. સરકાર સાથે પણ જરૂર લાગે ત્યારે ઝઘડીને તેમણે નવી પ્રણાલિકાઓ પાડી, અને લોકપ્રતિનિધિઓના હક્ક વધાર્યા. લોકસભાના અધ્યક્ષના સ્થાનની પ્રતિષ્ઠા દાદાસાહેબે દસ આંગળ જેટલી ઊંચી તો વધારી જ. ભવિષ્યના અધ્યક્ષ માટે તેમણે વિશાળ'માર્ગ તૈયાર કરી આપ્યો. જગતની લોકશાહીનો ઊંડો અભ્યાસ કરી તેમણે ભારતીય લોકશાહીના રોપને ખાતરપાણી કર્યાં.

લોકસભામાં ઉદાત્ત વાતાવરણ પ્રસરેલું હોવું જોઈએ. એ સારુ યોગ્ય એવાં સુભાષિતો, ચિત્રો, પ્રતિમાઓ મૂકવા માટે દાદાસાહેબે એક સમિતિ નીમી. તેવી જ રીતે પ્રધાનો જે જે વચનો અને આશ્વાસનો લોકસભામાં આપતા તેની ફલનિષ્પત્તિ શું થઈ તે તપાસવા માટે પણ તેમણે પાર્લમેન્ટના સભ્યોની એક સમિતિ નીમી. સંસદના સભાસદોનાં સુખસગવડ પ્રત્યે તો દાદાસાહેબ કોઈ પ્રેમાળ પિતાની જેમ સદા લક્ષ આપતા. તેમને માટે સભાગૃહમાં જ સ્વતંત્ર બૅન્ક, સ્વતંત્ર પોસ્ટ ઑફિસ, સ્વતંત્ર ટેલિફોન, સ્વતંત્ર ગ્રંથાલય વગેરેની વ્યવસ્થા તેઓ ઝટપટ કરી આપતા. ભારતમાં પ્રસિદ્ધ થયેલ દરેકેદરેક પુસ્તક લોકસભાના ગ્રંથાલયમાં હોવું જોઈએ એવી તજવીજ તેમણે કરી. સભાસદોને જોઈએ તે માહિતી તત્કાળ પૂરી પાડવા માટે તેમણે એક 'રેફરન્સ ઍન્ડ રીસર્ચ સર્વિસ'ની સ્થાપના કરી.

દિલ્હીની વડી ધારાસભામાં મક્કમ અને સમર્થ અધ્યક્ષ તરીકે પ્રખ્યાત થયેલા વિઠ્ઠલભાઈ પટેલની પરંપરા દાદાસાહેબ સમૃદ્ધ કરતા હતા. વિઠ્ઠલભાઈએ વિધાનસભાના સ્વતંત્ર 'સચિવાલય'—સેક્રેટરિયેટનું નિર્માણ કર્યું હતું. સરકારના નિયંત્રણથી તેને વધારે ને વધારે સ્વતંત્ર રાખવાનો પુષ્કળ પ્રયત્ન દાદાસાહેબે કર્યો. તાબડતોબ અમલકરામણી, તેમાં વધારે ને વધારે કાર્યકુશળતા, વ્યક્તિનિરપેક્ષ વર્તન અને ખર્ચમાં કરકસર એ ચાર ગુણો દાદાસાહેબ પોતાના હાથ નીચેના અમલદારોના મનમાં ઠસાવતા. પાર્લમેન્ટરી

લોકશાહી એ તેમના જીવનનું જાણે સ્વાભાવિક વલણ હતું રાજ્ય કારભાર વિષેના કોઈ પણ પ્રશ્નોનો નિર્ણય બહુમતિથી થવો જોઈએ એ લોકશાહીનું તત્ત્વ તેમણે સ્વીકાર્યું હતું પરંતુ તેની સાથોસાથ એ બહુમતી પર પણ અંકુશો જોઈએ, બીજા પલ્લામાં પણ વજન જોઈએ, અને તે માટે નિરંકુશ વાદવિવાદ થવો જોઈએ, અને એને સંપૂર્ણ રીતે પ્રસિદ્ધ પણ કરવો જોઈએ એટલે કે લોકમત જાગૃત થાય અને તેની અસર સરકાર ઉપર પડે તેવી તેમની વૈચારિક ભૂમિકા હતી

દાદાસાહેબ લોકપ્રતિનિધિઓના આવા રક્ષક હતા, પરંતુ દુર્દૈવની વાત તો એ કે કેટલાક અસંતુષ્ટ લોકપ્રતિનિધિઓ તેમના વિષે નિંદા-વ્યંજક ઠરાવ લાવ્યા લોકોનો સ્વભાવ અગ્નિ જેવો હોય છે પોતાના મોમાં ઘીની ધારા રેડનાર યજમાનના હાથનેય ચાટી જવા અગ્નિની જ્વાળા અચકાતી નથી એમ જ પોતાની સેવા કરનારનો, ઉપકાર કરનારનો વિરોધ કરતા, એમને ઊતરતા બનાવવામાં, એટલું જ નહિ નીચા પાડતા અને તેમની વિડંબના કરતા—અરે, મૃત્યુના ખાડામાં તેમને ફેંકતા સુદ્ધાં કેટલાક અંધ અને અસંતુષ્ટ જીવો અચકાતા નથી—એમ જગતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે એનો કડવો અનુભવ દાદાસાહેબને પણ ૧૯૫૪ની સાલના ડિસેમ્બર મહિનામાં થયો

એવું બન્યું હતું કે એ વર્ષે નવેમ્બર મહિનામાં મણિપુરમાં પોલીસે લાઠીમાર કરેલો અને ચર્ચા કરવા માટે પ્રજાસમાજવાદી પક્ષના પ્રતિનિધિએ દિલ્હીની સંસદમાં સભામોકૂફીની દરખાસ્ત મૂકી એને દાદાસાહેબે પરવાનગી આપવાની ના પાડી સભામોકૂફીની દરખાસ્ત પ્રત્યે દાદાસાહેબને સામાન્ય રીતે નાપસંદગી હતી સ્વરાજ્યમાં આપણું પ્રધાનમંડળ હોય ત્યારે લોકસભામાં માહિતી મેળવવા માટે અને સવાલો પૂછવા માટે છૂટ હોવા છતાં ગમે તેવા ક્ષુલ્લક કારણસર લોકસભાનું કામ મોકૂફ રાખવું તે દાદાસાહેબને ઠીક લાગતું નહોતું એ૨ુસે ૮૮ સભામોકૂફીની દરખાસ્તોમાંથી ૮૬

માટે તો તેમણે સભાસદોને પરવાનગી આપી નહોતી. પ્રતિનિધિઓના સુખદુઃખ સમજવા માટે તેઓ દર સોમવારે અને ગુરુવારે પોતાની સાથે ચર્ચા કરવા માટે તેમને જૂથોમા પક્ષવાર બોલાવતા પણ હતા જો કોઈ સભાસદને લોકસભામા સવાલ પૂછવા માટે તેમણે મનાઈ કરી હોય તો પણ તેને સમજૂતી આપવા માટે દલીલો કરી, તેમજ અગાઉના દાખલા ટાંકી દસ દસ પાનાના પત્રો લખી મોકલતા આટલું કરવા છતા પણ એકાદ અસતુષ્ટ અ'પસખ્ય પક્ષ તેમના ઉપર નારાજ થાય નો તે બાબતમા તેને તેઓ શુ કરી શકવાના?

દાદાસાહેબને અધ્યક્ષપદેથી દૂર કરવા માટે લોકસભામા રજૂ કરવામા આવેલી દરખાસ્ત એ આ નારાજીનુ ફળ પ્રજાસમાજવાદી, કમ્યુનિસ્ટ, હિન્દુ મહાસભાવાદી અને બીજા પરચૂરણ—એવા પચાસ સભાસદોએ એવી દરખાસ્ત મૂકી કે 'સભાપતિ માવળકર તમામ વાદગ્રસ્ત સવાલોમા સરકારનો ખુ લેખુલ્લો પક્ષ લે છે, અને સભાનુ કામકાજ પક્ષપાતથી ચલાવે છે.'

આ દરખાસ્તનુ ભવિષ્ય તો સ્પષ્ટ હતું ને તે દરખાસ્ત મૂકનારાઓને પણ તેની ખબર હતી, એટલે તો તેમણે બાધછોડના પ્રય નો શરૂ કર્યા; પરતુ દાદાસાહેબે સીધો મુકાબલો કર્યો લોકસભામા પ્રચડ બહુમતિથી દરખાસ્ત ઊડી ગઈ એટલુ જ નહિ પણ વિરોધીઓના મોઢા ચકલી જેવા બની ગયા તેમનામાથી ઝાઝા કોઈએ બોલવાની હિંમત જ કરી નહોતી અને જે બોલ્યા તે પણ એકદમ દમ વિનાનુ! કેટલાકે તો કબૂલ જ કર્યું કે માવળકર કરતા વધારે સારા સભાપતિ મળવા અશકય છે આ અવિશ્વાસની દરખાસ્તને કૉંગ્રેસ પક્ષે તો જરા જેટલું યે મહત્ત્વ આપ્યું નહિ, પરતુ કૉંગ્રેસવિરોધી 'કેસરી'એ પણ તેનુ 'હાસ્યાપદ' સ્વરૂપ ખુલ્લુ કર્યું પટનાના 'સર્ચલાઈટ' અખબારે 'નિશાળીઆનો અત્યાચાર'— 'એ સ્કૂલ બૉયિશ આઉટરેજ'–એવી આ વાકદેખા પ્રકારની ઝાટકણી કાઢી

દિલ્હીમાંની વડી ધારાસભા અથવા લોકસભાનું કામ સારી રીતે કરવામાં જ દાદાસાહેબ પોતાની કર્તવ્ય-સમાપ્તિ માનતા નહોતા. આ દેશમાં લોકશાહીની પરંપરા ઉત્કૃષ્ટ પ્રકારની શરૂ થાય, એ માટે પણ તેઓ પ્રયત્ન કરતા હતા. એટલું જ નહિ, બ્રિટિશ રાષ્ટ્રકુટુંબમાંની લોકશાહીના વિકાસ કરવામાં અને તેની સંભાળ રાખવામાં તેઓ સહાય-ટેકો આપતા હતા.

ભારતમાંની તમામ વિધાન સભાઓના અધ્યક્ષો અને સ્પીકરોની પરિષદ ભરવાની પ્રથા ૧૯૨૧ની સાલથી ચાલુ હતી; પરંતુ એ પરિષદનુ અધિવેશન નિયમિત દર વર્ષે ભરવાના શિરસ્તો દાદાસાહેબે પાડ્યો ૧૯૪૬ની સાલથી. એટલે કે દાદાસાહેબ દિલ્હીની વડી ધારાસભાના અધ્યક્ષ બન્યા ત્યારથી આવી પરિષદ તેઓ નિયમિત ભરતા હતા. એમાં ૧૯૪૮ અને ૧૯૫૨ એમ બે વર્ષ ભગ પડ્યો. આ પરિષદના કામકાજનું એક સુફળ એ આવ્યું કે વિધાન સભાનો કર્મચારી વર્ગ સ્વતંત્ર હોવો જોઈએ અને તેમની સ્વતંત્રતાને સરકારે અબાધિત રાખવી એવા મતલબની કલમો ભારતના રાજ્યબંધારણમાં સામેલ થઈ. એવી જ રીતે સંસદના સભ્યોના હક્કો સંબંધી પરિષદે વખતોવખત જે અભિપ્રાયો વ્યક્ત કર્યા હતા તેમને પણ બંધારણમાં સમાવી લેવામાં આવ્યા.

લોકશાહીમાં લોક જ રાજા હોય છે અને તે પોતાના પ્રતિનિધિ મારફતે રાજ્ય કરે છે. આ પ્રતિનિધિઓની વિધાન સભા એ જ ખરી રાજ્યકર્તા. પ્રધાનમંડળ રાજસત્તા ચલાવતું દેખાય છે, પરંતુ તેનાં સૂત્રો હોય છે વિધાન સભાના હાથમાં. વિધાન સભાને પ્રધાન જવાબદાર હોય છે, તેની ઇચ્છા અમલમાં મૂકવા માટે બંધાયેલા હોય છે. આવી આ સર્વશ્રેષ્ઠ રાજસંસ્થાની સ્વતંત્રતા અને પવિત્રતા જાળવવી અને વધારવી એટલે લોકશાહીનું લાલનપાલન અને સંવર્ધન કરવું—એ પ્રમાણેના મૂળભૂત વિચારો દાદાસાહેબ આવી પરિષદોમાં વારંવાર રજૂ કરતા.

ચૂંટણીઓ લોકશાહીનો પાયો છે ચૂંટણીઓ જેટલી વિશુદ્ધ રીતે થાય

તેટલો ભવિષ્યનો કારભાર સારી રીતે ચાલવાનો. જો મૂળ ઝરો જ ગંદો હોય તો તેના આગળના પ્રવાહમાંનું પાણી નિર્મળ કેવી રીતે રહે? આ દષ્ટિએ જોતાં ૧૯૫૨ની સાલમાં આપણા દેશમાં થયેલી ચૂંટણીઓ દાદાસાહેબને આનંદ-દાયક લાગી. આ ચૂંટણીઓમાં ૨૧ વર્ષથી મોટી ઉમરનાં તમામ પુખ્ત સ્ત્રી-પુરુષોને મતનો અધિકાર હતો. આવા સત્તર કરોડ મતદારોમાંથી દશ કરોડ લોકોએ શાંતિપૂર્વક પ્રત્યક્ષ મતદાન કર્યું હતું. લોકશાહી માટે આ બહુ મોટા શુભ શુકન હતા, એમ દાદાસાહેબ માનતા હતા. લોકશાહીનું પ્રથમ તત્ત્વ એ છે કે કોઈ પણ સવાલનો ઉકેલ બળ કે હિંસાથી ન લાવતાં ચર્ચા, દલીલો અને વાટાઘાટોથી લાવવો. ભારતના લોકોનો વિશ્વાસ આ વિષે દૃઢ થતો હોવાની સાક્ષી આ ચૂંટણીઓએ આપી એવું દાદાસાહેબને લાગ્યું.

ચૂંટણીઓમાં જે પક્ષ બહુમતી મેળવે છે તે જ રાજ્યકર્તા બને છે. વિધાન સભામાં તેની જ બહુમતી હોય છે. આને લીધે પ્રધાનમંડળ કહે તે પૂર્વદિશા એવો એકતંત્રી કારભાર શરૂ થવાનો ભય રહે છે. 'હું કહું તે ધોરણ અને હું બાંધું તે તોરણ' એવો અહંકાર બહુમતી-વાળા પક્ષના મગજ ઉપર સવાર થતો જાય છે. એને લીધે સરકાર અક્કડ, અસહિષ્ણુ અને બેજવાબદાર બનવાની ભીતિ રહે છે એવો સ્પષ્ટ ઇશારો દાદાસાહેબે તેમનાં કેટલાંક ભાષણોમા કરેલો છે.

આપણા દેશમાંનું રાજકારણ મોટા પ્રમાણમાં વ્યક્તિમાહાત્મ્ય ઉપર જ ચાલે છે; સિદ્ધાંતો, તત્ત્વ, કાર્યક્રમ ઉપર નહિ. સરકારને સીધા રાહ ઉપર રાખી શકનારો વિરોધ-પક્ષ પણ આપણે ત્યાં સારી રીતે સંગઠિત નથી. અનેક વ્યક્તિઓનું, પક્ષોનું અને વિચારસરણીઓનું એક પોટલું હોય તેવું એનું સ્વરૂપ છે. મોટી જવાબદારી ઉપાડવા અથવા તો રચનાત્મક ટીકા કરવા માટે આ શંભુમેળો કેવી રીતે સમર્થ બને? એ વિચાર પણ દાદાસાહેબ લોકો સમક્ષ મૂકતા. તેઓ પોતે સરકારના તીક્ષ્ણ ટીકાકાર હતા. નિઃસ્પૃહતા-

ને લીધે નિર્ભય બનેલું તેમનું મન કૉંગ્રેસના પ્રધાનમંડળ ઉપર પણ ખુલ્લેખુલ્લો, સ્પષ્ટ અને સ્વતંત્ર ટીકા કરતું હતું.

રાજ્યશાસનની સર્વોત્કૃષ્ટ પદ્ધતિ લોકશાહી છે. તેને સફળ કરવી એ પ્રત્યેક ભારતીયનું આજનું કર્તવ્ય છે.

**'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે, અને તે હું મેળવવાનો જ.'** પહેલાં, ગુલામીની દશા વખતે, જેમ લોકમાન્યનું એ સૂત્ર હતું તેમ હવે સ્વાતન્ત્ર્ય-કાળમાં આપણા સર્વનો મુદ્રાલેખ હોવો જોઈએ—**'લોકશાહી એ મારો જન્મસિદ્ધ હક્ક છે અને તેમ હું સફળ કરવાનો જ.'**

લોકશાહીનો એક મોટો દોષ છે વિલંબ. 'એક ઘા અને બે કટકા !' એવો તડફડ નિકાલ લોકશાહીમાં નથી. વાટાઘાટો, ફરી વાર વાટાઘાટો, અને ફરી પાછી વાટાઘાટો—એ જ લોકશાહીનો માર્ગ. એ માટે સહિષ્ણુતા અને શાંતિ–એટલે જ અહિંસા–દરેકે અપનાવવી જોઈએ. તો જ સમાધાન થઈ કોઈ પણ સવાલનો ઉકેલ નીકળે છે. વાટાઘાટોને લીધે વિલંબ સાહજિક જ થાય છે. પરંતુ સાહજિકપણાની હદ પણ ઘણી વાર, સરકારી અમલદારોની ઢીલાશને કારણે, કર્મચારીને લીધે અથવા તો લાચ રુશ્વતના કારણે ઓળંગાઈ જતી હોય છે. એ વિષે દાદાસાહેબ હમેશાં કડક ટીકા કરતા. ગ્વાલિયરમાં ભરાયેલી સ્પીકર પરિષદમાં એમણે સરકારને એવો જાહેર ઈશારો કર્યો કે 'નાની બાબતોમાં પણ સરકારી ખાતાઓ દ્વારા એટલો વિલંબ થાય છે કે તેને કારણે લોકોની સહિષ્ણુતા ખૂટી જતી હોય તેમ દેખાય છે.'

એવી જ રીતે કોઈ કોઈ વખત વિધાન સભામાં પૂછાયેલા સવાલોના જવાબ પ્રધાનમંડળ તરફથી મેળવવામાં મોડું થાય છે. એ વિષે ટીકા કરતાં દાદાસાહેબ કહે છે કે 'વિધાનસભામાં સવાલ પૂછવાનો સભાસદોનો હક્ક ખૂબ મહત્વનો છે: એને લીધે સરકારનો કારભાર જનતાના જોવામાં અને તપાસવામાં આવે છે. સરકારી કારભાર કુશળતાથી અને પ્રમાણિકપણે

ચલાવવા માટે તે ઉપર જનતાએ પોતાની નજર માંડી રાખવી જોઈએ, એટલે સભાસદોના સવાલોના ઉત્તરો પ્રધાનોએ જલદીથી, સંપૂર્ણ અને સાચા આપવા જોઈએ—નહીંતર વિધાન સભાના અધ્યક્ષે તે તેવી રાતે અપાવવા માટે ફરજ પાડવી જોઈએ.

દિલ્હી બહાર, દેશમાં અને દેશબહાર રાષ્ટ્રકુટુંબમાં-'કૉમનવેલ્થ'માં-લોકશાહી સુખ અને સામર્થ્યથી ફૂલેફાલે તે માટે દાદાસાહેબે ખૂબ મહેનત કરી. ૧૯૪૮ની સાલમાં લંડનમાં કૉમનવેલ્થમાંની સંસદોના અધ્યક્ષોનું સંમેલન ભરાયું હતું. તેમાં તેમણે ભાગ લીધો, એવી જ રીતે બીજું અધિવેશન ૧૯૫૦ની સાલમાં ડબ્લિનમાં અને ત્રીજું અધિવેશન ૧૯૫૨ની સાલમાં ઑટાવા ખાતે ભરાયેલું તેમાં પણ દાદાસાહેબ હાજર રહેલા અને ત્યાં પોતાના અનુભવોનાં તારણ રજૂ કરેલાં. તેમના વિચારોનો ત્યાં ઘણો આદર સત્કાર થયો. ૧૯૫૦ની સાલમા લંડનમાં કૉમન્સ સભાની નવી ઈમારત-નું ઉદ્‌ઘાટન થયું એ સમારંભમાં ભારતીય સંસદના અધ્યક્ષ તરીકે તેમણે હાજરી આપેલી, ત્યારે પણ તેમને ત્યાં મોટું માન આપવામાં આવેલું. એક વખતના ભારત-વજીર લૉર્ડ પેથિક-લૉરેન્સે જાતે દાદાસાહેબની મોટર શોધી કાઢી, તેનો દરવાજો ખોલીને એમને અંદર બેસાડેલા. 'કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસિએશન'ના અધ્યક્ષ તરીકે દાદાસાહેબની ચૂંટણી ૧૯૫૬ની સાલમાં જાન્યુઆરીમાં થઈ. આ ઉપરથી કૉમનવેલ્થના દેશોનો વિશ્વાસ તેમણે કેટલો સંપાદન કર્યો હતો તે સ્પષ્ટ જણાઈ આવે છે.

*

## ૭. નવી સૃષ્ટિ

'રોજબરોજનો ધંધો કરી ફક્ત ખાવુ પીવુ અને શરીરનો બીજો કઈ પણ વિશેષ ઉપયોગ ન કરતા જીવનયાત્રા પૂરી કરવી એવુ દૃષ્ટિબિંદુ પહેલેથી જ મારુ નહોતુ જનસમાજની સેવા કરીને પોતાનુ જીવન પ્રભુ સેવામા સમર્પવુ એવો હેતુ હતો. જનસેવા માટે જ્ઞાન એકઠુ કરવુ એ આવશ્યક હોવાને લીધે જ પ્રવાસ અને દેશાટનને મેં જરૂરી માનેલાં છે'

પોતાના આવા વિચાર દાદાસાહેબે પોતાની રોજનીશીમા નોંધેના છે ૧૯૨૭ની સાલના અતથી તેમણે રોજનીશી લખવાની શરૂઆત કરી અને પોતાની જિંદગીના આખર સુધી તે ચાલુ રાખી. રાવસાહેબ મડલિકના જીવનચરિત્ર ઉપરથી તેમને રોજનીશી લખવાની પ્રેરણા મળી હતી. 'પૈસાનો હિસાબ રાખવાનો તો આયુષ્યનો કેમ નહિ?' એવો સવાલ તેમનુ મન કરવા લાગ્યુ, અને તેના ઉત્તર રૂપે રોજનીશી લખવાની શરૂઆત—અને એક વખત કાર્યની શરૂઆત કરી એટલે એને સતત ચાલુ રાખવુ એ તો દાદાસાહેબની બુદ્ધિનુ વિશેષ લક્ષણ હતુ

૨ આ રોજનીશીમા દરરોજના મહત્ત્વના બનાવો અને તે વિશેના પોતાના મનના પ્રતિભાવો દાદાસાહેબે પ્રમાણિકપણે અને વ્યવસ્થિત રીતે નોંધેલા છે રોજનીશી એટલે પોતાના મનનુ દર્પણ જ! એમા છુપાવવાનુ કઈ નહિ, કૃત્રિમતા પણ નહિ. મનમાં આવ્યું તે સારુંખોટુ બધુ જ લખી નાખવાનુ સમાજની ઢોંગી, લબાડ, સ્વચ્છદી એવી વ્યક્તિઓ વિષે દાદાસાહેબને જે તીવ્ર અણગમો થતો તે તેમણે તીક્ષ્ણ શબ્દોમા રોજનીશીમા ઉતાર્યો છે એ જ પ્રમાણે મહાત્મા ગાધી, સરદાર પટેલ, અથવા પોતાના માતુશ્રી વિષે તેમને જે ગાઢ આદરભાવ જણાતો હતો તે પણ

તેમણે મુક્તપણે વ્યક્ત કર્યો છે. એકેક દિવસ માટે એકેક બબ્બે પાનાં પણ વપરાયા છે. આ રોજનીશી વાંચવી એટલે દાદાસાહેબના મનના અંતરંગમાં પ્રવેશ પામવો. તેમના માનસ-સરોવરમાં વાચકોને નૌકાવિહાર કરવાની તક રોજનીશી પુરી પાડે છે. એમાંની કેટલીક રોજનીશી 'कांहीं पाउलें'—'કેટલાંક પગલા' એ નામથી મરાઠીમા બે ખડમાં પ્રગટ થયેલી છે. તે ઉપરથી તેમના પરદેશના પ્રવાસની જે માહિતી મળે છે તે અહીં આપવામાં આવી છે.

વકીલાતને નિમિત્તે દાદાસાહેબને મોટામોટા શ્રીમંતો સાથે સંબધ બંધાયો અને દાદાસાહેબની ગુણસંપત્તિને લીધે તેમના ઉપર એ શ્રીમતોનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો તથા પરસ્પર આત્મીયતાનો સંબંધ બંધાયો—તે એટલો બધો કે 'દાદાસાહેબ, દર વર્ષે ઉનાળામા જ્યાં જ્યાં અમે જઈએ ત્યાં ત્યાં આપને આવવું જ પડશે' એવી આગ્રહભરી વિનતી સર ચિનુભાઈએ તેમને અત્યત પ્રેમપૂર્વક કરી. તેની દાદાસાહેબ અવગણના કરી શકયા નહિ. એટલે દાદાસાહેબે તેમને ઉત્તર આપ્યો કે 'હુ આવીશ, પણ એક શરતે'

'આપની બધી શરતો હું કબૂલ કરુ છું. બોલો તમારી શરત.'

'મારી શરત એટલી જ કે એક જ જગ્યાએ હું બે વખત આવીશ નહિ.'

આ ગોઠવણ મુજબ ૧૯૨૫ની સાલના ઉનાળામાં ચિનુભાઈની સાથે દાદાસાહેબ નૈનીતાલ ગયા અને તે પછીનાં બે વર્ષોમાં દાર્જિલિંગ અને ઉટાકામડ. ૧૯૨૮ની સાલમાં ચિનુભાઈએ ઇગ્લૅન્ડ જવાનુ નક્કી કર્યુ અને દાદાસાહેબને પણ સાથે આવવાનો આગ્રહ કર્યો દાદાસાહેબનું મન પણ વિલાયત જવા તરફ આકર્ષાયું. જોવાલાયક અને શીખવા જેવી કેટલીય બાબતો ત્યા છે એમ તેમણે સાભળ્યું હતું. ત્યા જઈ આવેલા તેમના કેટલાંય સ્નેહીજનોએ પણ તેમને ત્યાનાં રસસભરપૂર અને માહિતીસભર વર્ણનો સંભળાવ્યાં હતા; વળી પ્રવાસ ફક્ત ત્રણ મહિનાનો—ઉનાળાની

રજાઓનો; પણ તે માટે ખર્ચ થવાનું પાંચથી છ હજાર રૂપિયા. એક વ્યક્તિના સુખ ખાતર આટલા પૈસા ખરચવા કૌટુમ્બિક દૃષ્ટિએ યોગ્ય લેખાય ખરુ? તેમના મનમા સંશય પેદા થયો.

એટલે તેમણે અંતરનો અવાજ સાભળવાનું નક્કી કર્યું. કયા ઇશ્વરી અંશનો અવાજ તેઓ સાભળવાના હતા? કોનો નિર્ણય તેઓ આંખો મીંચીને સ્વીકારવાના હતા.? તેમના જીવનમા સર્વશ્રેષ્ઠ આરાધ્ય દેવી એવાં એક જ હતા અને તે માતૃદેવી. દિલ્હીની મસદનું અધ્યક્ષસ્થાન સ્વીકારવુ કે નહિ એ પ્રશ્નનો નિર્ણય તેમણે પોતાના માતૃદેવની સંમતિથી આપેલો. અધ્યક્ષ બન્યા પછી પણ તેમનાં માતુશ્રી બીમાર પડવાથી દિલ્હીનુ કામ પડતું મૂકી તેઓ તેમના ચરણે સેવાચાકરી કરવા બેસી ગયા હતા પુડલિકનો આદર્શ તેમની સમક્ષ હતો માતુશ્રીની ઇચ્છા કહો કે આજ્ઞા મુજબ તેઓ જિંદગીભર ચાલ્યા હતા. તેઓ પોતાનાં માતુશ્રીને 'બાઈ' કહેતા હતા.

બાઈ પાસે ડરતાં ડરતાં જ તેમણે વિલાયત જવાની વાત કાઢી.

'ચિનુભાઈ કહે છે, ઉનાળાની રજાઓ છે એટલે જવું એમ થાય છે પણ—'

'પણ અને બણ શાને? ક્યારેક તો તમારે વિલાયત જવુ જ છે ને? તો પછી અત્યારે જવુ એ સારૂ. ઘરનો સગાથ છે, ચિંતા નહિ.'

માતુશ્રીની સંમતિ મળી. દાદાસાહેબના મનને નિરાંત થઈ. 'તેમની મરજી વિરુદ્ધ જવુ નહોતું જ' એવો કડક માપદંડ તેમનો હતો. એટલી બધી ઉત્કટ તેમની માતૃભક્તિ હતી.

માતૃદેવ પછી ગુરુદેવ દાદાસાહેબ મહાત્મા ગાંધીજીને મળ્યા. તેમણે પણ તેમના વિચારને ટેકો આપ્યો. એટલું જ નહિ 'મારો પોતાનો પણ ત્યા જવાનો વિચાર છે. હજી નક્કી નથી. પણ આવતા અઠવાડિયામા નક્કી થશે' એવુ મહાત્માજીએ પણ કહ્યું. મહાત્માજી

જેવો સંન્યાસીનો ઉગ્ર વૈરાગ્ય દાદાસાહેબમાં નહોતો એ સાચું પણ તેની સાથોસાથ સાધારણ સ્વાર્થી માણસની જેમ સંસારમાં રચ્યાપચ્યા રહી વિલાસ ભોગવવાનો પણ તેમનો સ્વભાવ નહોતો. એને લીધે તેમના મનમાં એવો પ્રશ્ન પેદા થયો કે 'પરદેશ જતી વખતે પરદેશી કાપડનાં જ અને પરદેશી પદ્ધતિનાં જ કપડાં પહેરવાં જોઈએ કે શું?'

મોટા મોટા દેશભક્તો પણ સ્વદેશનો કિનારો છોડ્યો કે સ્વદેશીનું વ્રત પણ છોડી દે છે. હિન્દુસ્થાનમાં ખાદીના સાદા પહેરવેશ વાપરનારા કેટલાયે નેતાઓ પરદેશમાં ગયા એટલે અસલ વિલાયતી કપડાંના સૂટબૂટમાં ફરવા લાગે છે. આ વિસંગતિ, આ દાંભિકતા દાદાસાહેબના પ્રામાણિક અને તેજસ્વી મનને જરાય રુચે તેવી નહોતી. 'તમે પરદેશી પોશાક વિના ઇંગ્લૅન્ડ ગયા અને હિન્દી પોશાકમાં લંડનના રસ્તા ઉપર હરવા-ફરવા લાગ્યા તો અંગ્રેજ લોકો તમારા તરફ તાકીતાકીને જોશે, ખડખડાટ હસશે, મશ્કરીમાં આંગળી ચીંધશે, એટલું જ નહિ પણ આ જંગલી માણસ કોણ? એવું કહી છોકરાઓ પથરા પણ મારશે!' એવો ડર કેટલાક સદ્‌ગૃહસ્થોએ સ્નેહભાવથી બતાવ્યો. પરંતુ દાદાસાહેબને લાગ્યું કે પરદેશમાં પણ પોતે સ્વદેશી પહેરવેશમાં જ રહેવું. અંગ્રેજો હિન્દુસ્તાનમા આવે છે ત્યારે તેઓ પોતાનો પહેરવેશ, પોતાની રીતભાત, પોતાની વિશિષ્ટતા છોડી દે છે ખરા? તો પછી આપણે જ સ્વાભિમાન શા માટે ગુમાવવું? એવા વિચારનાં વાદળ તેમના મનમા ઘેરાયાં. ગાંધીજી સમક્ષ તેમણે બન્ને ભૂમિકાઓ રજૂ કરી અને પોતાનો વિચાર પણ મૂકયો.

'તમારો જ વિચાર બરાબર છે. યુરોપમા આપણી દેશી પદ્ધતિ મુજબ પહેરવેશ પહેરવો અને દેશી જ કાપડ વાપરવું અત્યત આવશ્યક છે. અને બિલકુલ શકય પણ છે. પંડિત મોતીલાલ નેહરુની જ વાત લો ને! તેઓ યુરોપ ગયા ત્યારે તેમણે હમેશાં સપૂર્ણ દેશી કપડા વાપર્યા હતાં. તેવો જ અનુભવ રાજેન્દ્રબાબુનો અને બીજા કેટલાયનો'—ગાંધીજીએ

તરત જ સ્પષ્ટ જવાબ આપ્યો, અને દાદાસાહેબના મનમા જે કઈ સશય હતો તેનુ નિરાકરણ કર્યું. દાદાસાહેબનુ સ્વદેશીનું વ્રત જૂનું અને વ્યાપક હતું તેમના ઘરના કપડાઓ તો દેશી જ હતા. પણ તેના ઉપર નામ પણ હિન્દી ભાષામા અકિત કરેલું હતું.

દાદાસાહેબના વિચારને પુષ્ટિ મળી અને તેમણે સ્વદેશી કપડા તૈયાર કરાવવાની શરૂઆત કરી, અને હેતુ આશ્ચર્ય ? જોઈએ તેનુ સ્વદેશી કાપડ મળતુ હતું એમ તેમને જણાયું દેશી મિલોએ હવે એટલી પ્રગતિ કરી છે કે શોખ ખાતર પણ પરદેશી કાપડ લેવાની જરૂર પડે તેમ નથી. પરતુ પરદેશી જ વાપરવાનુ વ્રત જેમણે લીધુ હોય તે હગિના લાલાની વાત જ નિરાળી!

બધા કપડા તૈયાર થયા તે જોઈ દાદાસાહેબનુ મન ખુશ થયું. તેઓ કહેવા કહેવા લાગ્યા, 'એકદરે મારા કપડા ખૂબ સરસ થયા છે, જો કે બધી જ ખાદી નથી, તેમ છતા પરદેશી એકેય નથી એ કેવી સતોષની વાત! કોટમાનું અસ્તર, બટન એવુ કેટલુક પરદેશી અદર ડોકિયા કરે છે, પણ હુ અલ્પમતોરી જીવ આટલી નાનકડી આભડછેટ મને ખપશે અલબત્ત, એ ન હોત તો વધારે સારુ પરતુ તેટલું ટાળી શકાતુ નથી એટલે કઈ બધુયે બાજુએ મૂકવુ મને યોગ્ય લાગતુ નથી.'

દાદાસાહેબ વિલાયતના પ્રવાસે જવાના હતા એટલે મંત્રીઓએ તેમને ભોજન માટે બોલાવ્યા, ભેટો આપી અને વિદાયસમારભો યોજ્યા. તેમનો મત્રધ અનેક સાર્વજનિક સંસ્થાઓ સાથે! તેમણે પણ વિદાયના મેળાવડા કર્યા અને હારતોરા કરી તેમનુ સન્માન કર્યું અમદાવાદમાના મહારાષ્ટ્ર સમાજે,દમદબાભર્યો વિદાય સમારભ યોજ્યો તે વખતે આભાર માનતા દાદાસાહેબે પોતાના પ્રવાસનો હેતુ સ્પષ્ટ સમજાવ્યો તેમણે કહ્યુ, 'સમાજસેવા સારુ વધારે લાયક બનવા માટે પ્રત્યેક સેવકે પશ્ચિમની સંસ્કૃતિ જેવી જોઈએ એ દેશોમા પ્રવાસ કરીને જ્ઞાન મેળવવુ જોઈએ કેવળ

પુરુષો જ આ જુએ એ પૂરતું નથી, પણ સ્ત્રીઓએ સુધ્ધાં એ જોવું જોઈએ. રસોડા અને દીવાનખાનાના મત અને દૃષ્ટિબિંદુઓમાં આસમાન-જમીનનો ફરક હોવાને લીધે સમાજસુધારણા થતી નથી અને સંસાર પણ જોઈએ તેવો સુખદાયી થતો નથી. એટલે સમાન દૃષ્ટિબિંદુ બનાવવા માટે બન્નેએ જવું જોઈએ એવું ઘણાં વર્ષોથી લાગે છે. જઈને શું શું જોવું એ નિશ્ચિત નથી. બધું જ જોવું અને જે જે પચાવવું શક્ય હોય તે પચાવવું '

પ્રવાસ એટલે દોડધામ! તા. ૧ મે ૧૯૨૮ને રોજ અમદાવાદ સ્ટેશન-થી દાદાસાહેબ મુંબાઈ જવા નીકળ્યા. તે વખતે કેટલી બધી ધમાલમાં! ઘરના માણસોના અંતઃકરણમાંથી તો લાગણીનાં ઝરણાં વહેવા લાગ્યાં જ, પણ મિત્રમંડળની પણ એ જ સ્થિતિ શેઠ મંગળદાસે દાદાસાહેબને જમવા બોલાવ્યા હતા ભોજનસમારંભમાં મોટા ઉદ્યોગપતિઓ, રજવાડાંઓના દીવાનો, મોટા વકીલો વગેરે લોકો હતા. સમયપાલન માટે આપણે આગ્રહ ન રાખતા હોવાથી જમણ શરૂ કરવામાં મોડું થયું. ગાડી ઊપડવાનો વખત થવા આવ્યો હતો. જમવાનું જેમતેમ આટોપીને દાદાસાહેબ સ્ટેશન તરફ ઊપડયા. મંગળદાસે પોતાનું ભોજન અર્ધું છોડયું, અને હારતોરા તથા ભેટ આપીને તેમણે દાદાસાહેબને વિદાય આપી અને સ્ટેશન ઉપર તો શું વાત કરવી? મિત્રોએ પ્રેમનો વરસાદ જ વરસાવ્યો. 'આવશો નહિ' એવું કહેવા છતાં પણ બહુ લોકો આવેલા હારતોરાથી આખો ડબો ભરાઈ ગયો, અને એથી દાદાસાહેબનું અંતઃકરણ પણ ભરાઈ આવ્યું.

તા ૨ મે ને રોજ સવારે દાદાસાહેબ મુંબાઈ પહોંચ્યા. અને ત્યાંથી તા ૫ ને રોજ ઇગ્લેન્ડ તરફ રવાના થયા સવારે ૧૧ વાગ્યે તેઓ બંદર ઉપર ગયા આગબોટ ઊપડતાં પહેલાં વિદાય આપવા આવેલા લોકોને નીચે ઊતરવું પડયું ત્યારે તેમનાં માતૃશ્રી અને પત્નીની આંખોમાં આંસુ ઉભરાયાં. દાદાસાહેબનું હૈયું પણ ખૂબ ભરાઈ આવ્યું પણ દાદા-

સાહેબનું મન આંસુ પાડે એટલું પોચુ નહોતું. વિદાય આપનારાં બધાંને એક પ્રકારનો આનંદ અને એક પ્રકારનું દુઃખ થયું બરોબર દોઢ વાગતાં આગબોટ ઊપડી, અને લગભગ પંદર મિનિટમાં તો બંદર ઉપરના લોકો દેખાતા બંધ થયા.

આગબોટ એટલે હાલતો-ચાલતો રાજમહેલ! બધો કારભાર બાદશાહી ઢબનો! શ્રીમંતમાં શ્રીમંતને પણ કોઈ પ્રકારની ઊણપ જણાય નહિ. માનવી દુનિયાથી અલગતા એ જ ફક્ત એક ઊણપ! તે 'પૂરી' કરવા માટે આગબોટ ઉપર જ એક એવી સુંદર સૃષ્ટિ ઊભી કરવામાં આવે છે કે તે જોઈ વિશ્વામિત્રને આશ્ચર્ય ઊપજે—મયાસુરને મોંમાં આંગળાં ઘાલવાં પડે! દરરોજના જમણવારની વાનગીઓની છાપેલી યાદી બધા પ્રવાસીઓને આપવામાં આવતી. તેવી જ રીતે રમતગમતનાં છાપેલાં ચોપાનિયાં પણ. પ્રવાસીઓનો વખત કંટાળાભરેલો બને નહિ તે સારુ જુદાજુદા પ્રકારની રમતો માટે આગબોટ ઉપર સગવડ હોય છે—પત્તાં, શતરંજ, રિંગ ફેંકવી, નિશાનબાજી, વગેરે. દાદાસાહેબે ટેનિસની રમતમાં ભાગ લીધો. રમતો થોડાક જ દિવસ રમવાની તો પણ તે માટે પ્રવાસીઓની એક સ્વતંત્ર સમિતિ નીમેલી. લૉર્ડ લિનલિથગો તેના અધ્યક્ષ હતા. દરેક બાબત વ્યવસ્થિતપણે કરવાની અંગ્રેજોની દૃષ્ટિ. રાત્રે નાચગાનનો કાર્યક્રમ હોય. તરવા માટે સ્વતંત્ર હોજ હતો. રોજના સમાચાર વાંચવા મળતા. આવા ભરચક કાર્યક્રમને લીધે આગબોટ ઉપરનો ચૌદ દિવસનો પ્રવાસ ચપટી વગાડતાં પૂરો થયાનું દાદાસાહેબને લાગ્યું.

આ થઈ આગબોટ ઉપરની મોજ! પણ આગબોટ ઉપરથી દેખાતી અને રોજરોજ ક્ષણેક્ષણે બદલાતી કુદરતની શોભા તો અવર્ણનીય હતી. 'તેનું વર્ણન કરવું અશક્ય છે'—એવું દાદાસાહેબે વારવાર લખેલું છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત, સમુદ્ર ઉપરની તરંગલીલા, વગેરે સૃષ્ટિ ચમત્કાર તો

દાદાસાહેબને અવર્ણનીય લાગ્યા જ, પણ તે પ્રમાણે યુરોપમાંના જુદા-જુદા દેશોમાંની રમ્ય, ભવ્ય માનવ-કલાકૃતિઓ પણ તેમને અવર્ણનીય લાગી. તેમનું મન ચકિત થયું. દાદાસાહેબની દષ્ટિએ નવી, મોહક, સાહસિક, જ્ઞાની અને સ્વાભિમાની સૃષ્ટિ જોઈ ત્યારે તેમની બુદ્ધિ વિસ્મય પામી.

સાદું પાણી! પણ જુદા જુદા પ્રદેશોમાં તે કેવો જુદો જુદો રંગ ધારણ કરે છે એ જોઈ દાદાસાહેબને ખૂબ આશ્ચર્ય ઊપજ્યું. તેઓ લખે છે:

'સૃષ્ટિસૌન્દર્ય વિશેષ મનોહર લાગ્યું. પાણીનો રંગ મુંબઈ છોડયા બાદ લીલાશ પડતો લાગ્યો તે આગળ સાધારણ આસમાની થઈ ભૂમધ્ય સમુદ્રમાં આવ્યા બાદ તો જાંબુડિયો દેખાવા લાગ્યો. મોરથૂથાના જેવો એકદમ તેનો રંગ છે. તે તરફ ઠીક ઠીક વખત જોયા જ કરીએ એમ થાય છે.'

આવું સૃષ્ટિસૌન્દર્ય ફક્ત જોયા જ કરવું—કે જોવામાં જ મગ્ન રહેવું એ તો કવિ માટે જ શકય! પણ દાદાસાહેબ જેવા બુદ્ધિપ્રધાન, વિદ્વાન માણસો તો એ સૌન્દર્યનું આકંઠ પાન કર્યા બાદ તત્ત્વજ્ઞાનમાં પ્રવેશે. એક વખત રાત્રે ચાંદની પથરાયેલી જોઈ દાદાસાહેબને લાગ્યું: 'રાત્રે મઝાની ચાંદની હોય છે, એને લીધે ખૂબ જ શોભા વરતાય છે. ચારેય બાજુ જાંબલી પાણી જ પાણી અને વચ્ચે ફક્ત આગબોટ! મઝાની ચાંદની, દૃશ્ય ખૂબ જ મનોહર છે; પણ કયા સુધી? સૂતેલી કુદરતનુ સ્વરૂપ રમ્ય છે ત્યા સુધી! જરા સરખું ઉગ્ર સ્વરૂપ એણે ધારણ કર્યું તો દરેકનો જીવ ફફડી ઊઠતા જરાય વાર ન લાગે. મનુષ્ય પોતાની અક્કલની ગમે તેટલી બડાશ મારે, પરતુ કુદરત પાસે કોઈનું કશુ જ ચાલે તેમ નથી માનવપ્રાણી અને માનવકૃતિ કેટલી ક્ષુદ્ર છે અને ફક્ત પરમેશ્વરની કૃપા વડે જ બધાંનું અસ્તિત્વ છે એનુ ક્ષણેક્ષણે ભાન થાય છે. અમે બધાં—આગબોટ સુધ્ધા પણ દરિયામાં ખસખસ અથવા ખસખસનો એક કણ!'

અને, એક વખત, યુરોપની ધરતી ઉપર પગ મૂક્યા પછી તો શું? એક પછી એક ચમત્કાર જ ચમત્કાર! પશ્ચિમની સુધારણાના અસામાન્યપણા વિશે દાદાસાહેબે પુષ્કળ વાંચ્યું હતું—સાંભળ્યું હતું. પણ તેનો પ્રત્યક્ષ ઝળહળાટ જોતાં જ તેમની આંખો અંજાઈ ગઈ. મન સ્તબ્ધ બન્યું અને અંતઃકરણ પ્રસન્ન થયું. એકેક દેશની નહિ, એકેક શહેરની નવીનતા એકદમ નિરાળી જ! કોઈક સ્થળે ઐતિહાસિક વસ્તુ કે સ્થાપત્ય આશ્ચર્ય અને અભિમાન ઉત્પન્ન કરતાં હતાં; તો કોઈક જગ્યાએ નવી શોધખોળ અને જ્ઞાનનાં ફૂલો મન તેમ જ બુદ્ધિને ચકિત કરી દેતાં હતાં.

બરોબર ચૌદ દિવસે તા. ૧૮ મેને રોજ માર્સેલ્સ બંદરે દાદાસાહેબની બોટ પહોંચી. ત્યાંથી તા ૧૯ ને રોજ તેઓ પૅરિસ શહેરમાં ગયા. પૅરિસ નગરી એટલે ઇન્દ્રપુરીની પરી જ! આખી દુનિયાની કલાનું એ ક્રીડાસ્થાન! ત્યાંથી 'ગ્રાન્ડ હોટેલ' દાદાસાહેબે જોઈ ત્યારે 'અરેબિયન નાઈટ્સ'માના અદ્ભુત રાજમહેલોનું તેમને સ્મરણ થયું. એ હોટેલમાં ૧૦૦૦ ઓરડાઓ! સુંદર, વિશાળ અને આરામદાયક! બધે જ ઊંચા ગાલીચા પાથરેલા, ઉત્કૃષ્ટ ફર્નિચર ગોઠવેલું! એવો જ ભપકો દુકાનોનો પણ! ત્યાંની એક મોટી દુકાન જોઈ એમા એક પણ ચીજ એવી નહિ કે જે ત્યા ન મળતી હોય. કિંમત ઠરાવેલી, વર્તન અદબભર્યું. ગમે તેટલું પૂછો, ગમે તેટલો માલ કાઢવાનું કહો, અને તેમ છતાં એક પણ વસ્તુ લો નહિ તો પણ વેચનાર તરુણી ઘૃણા કે શોક દર્શાવે નહિ. સભ્યતા અને સ્વચ્છતા દાદાસાહેબને બધે જ નજરે પડે.

ઇંગ્લેન્ડમાં 'સેલ્ફ્રિજિસ સ્ટોર્સ' જોયા પછી દાદાસાહેબને એમ લાગ્યું કે, 'પ્રત્યક્ષ જોયા સિવાય આ દુકાનની કલ્પના જ આવવી શક્ય નથી.' ભવ્ય ઇમારત, પુષ્કળ વાસણ-કુસણ, ઓછો નફો અને વધારે વેચાણ—એ ચાર લક્ષણો આ દુકાનના હતા. દુકાનમાં ઉપર-નીચે જવા માટે વીજળીના મોટાં લિફ્ટ, માલનુ વેચાણ કરનારા હજાર

ઉપરાંત સ્ત્રી પુરુષ નોકરો ખરીદ કરેલા માલને વિના ખર્ચ ઘેર પહોંચાડવાની વ્યવસ્થા મરચા ને કોથમીરથી માંડીને મોટરગાડી સુધીની તમામ વસ્તુ વેચાણ માટે કુશળતાપૂર્વક ગોઠવેલી. આખી દુકાન જોતા આખો દિવસ લાગે એટલે ઘરાકને માટે ખાવાપીવાની સગવડ કરેલી! આરામ માટે દીવાનખાના! ધાબા ઉપર ફલ બગીચો! વાચવા માટે માસિકો, અખબારો લખવા માટે કાગળ, પરબિડિયા; દુકાનમા જ ખાસ પોસ્ટ ઑફિસ ઉઘાડેલી! આવી તમામ સુખસગવડોથી સુસજ્જ એ દુકાન જોઈને દાદાસાહેબને આનંદ થયો

જર્મનીમા પણ એ જ અનુભવ; ત્યાના એક ભવ્ય સ્ટોરમા ચાર હજાર નોકર કામ કરતા હતા સાત સાત ભાષાઓ જાણનારી સ્ત્રીઓ દુભાષિયાનુ કામ કરતી હતી જોઈએ તે વસ્તુ ત્યા ઝટ મળતી હતી ખીસામા જોઈએ તેટલા પૈસા ફક્ત ખખડતા હોવા જોઈએ

પણ પૈસાવાળા ના હોય તેમનુ શુ? તેમની પણ સગવડ માટે જુદી દુકાનો હોય છે ઇગ્લેન્ડમા 'વુલવર્થ'ની દુકાન ખાસ ગરીબ લોકો માટે છે. ત્યા ૭ પેન્સ કરતા વધુ કિંમતની ચીજો રાખવામા જ આવી નહોતી. જીવનમા જરૂરી એવી ચીજો એકદમ ઓછા નફે ત્યા વેચવામા આવે છે,

જેવી હોટેલ, જેવી દુકાનો તેવા જ નાટકોના થિયેટર—૨૨૫, ભવ્ય, પ્રચડ, આરામદાયક, સુવ્યવસ્થિત, આહ્લાદક અને કલાસંપન્ન! એ જ પ્રમાણે ઑક્સફર્ડ-કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયો જુદા જુદા સ્થળોના ગ્રથાલયો અને મ્યૂઝિયમ, ન્યાયાલયો અને પાર્લામેન્ટના સભાગૃહો, વગેરે તમામ મુખ્ય જોવાલાયક સ્થળો દાદાસાહેબે ઝીણવટપૂર્વક જોયા

ભૂગર્ભ (Tube) રેલવે એટલે ઇગ્લેન્ડમાની એક નવાઈ જ તો! જમીનની નીચે આશરે ૫૦-૬૦ ફૂટ પહોળી, મોટી મોટી લોખડની પાઈપો નાખેલી છે. એમા આ આગગાડી વીજળીની મદદથી ચાલે છે

સ્ટેશનો પણ ખાસાં મોટાં છે અને અંદરથી પવન અને હવા આવવાની ઉત્તમ સગવડ છે. જમીનથી નીચે સ્ટેશનથી સ્ટેશન અને ઉપર આવવા માટે મોટાં 'લિફ્ટ' બનાવેલાં છે. ગાડીમાંથી ઊતરનાર તમામ ઉતારુઓ એકદમ ઉપર આવી શકે છે. એકી વખતે આશરે ૭૫ ઉતારુને ઉપર-નીચે લઈ જાય એવાં મોટાં 'લિફ્ટ' છે. જમીન ઉપર દરેક સ્ટેશનનું નામ, ટિકિટ ઑફિસ વગેરે હોય છે. ભૂગર્ભ-માર્ગમાં (ગાડીમાં તેમ જ સ્ટેશન ઉપર) વીજળીના દીવાઓનો હમેશા ખૂબ પ્રકાશ હોય છે. આ ગાડીમાં બેસીને જતાં આપણે એક મોટા શહેરનાં ઇમારતો, રસ્તાઓ, ટ્રામો વગેરેની નીચે ભોંયરામાંથી જઈ રહ્યા છીએ એવી કલ્પના સુધ્ધાં આવતી નથી.

સેન્ટ્રલ સ્ટેશનમા નીચે ઊતરવા માટે લિફ્ટને બદલે પગથિયાં છે. પરંતુ આ દાદર એવા છે કે રેંટની માળાની જેમ પગથિયાં ચાલુ ફરતા રહે છે. પગથિયાં ઉપર ઊભો રહેલો માણસ પગથિયાંની સાથોસાથ જાય છે અને છેક છેડે પહોંચીને જમીન ઉપર પગ મૂકે છે.

લંડનમા મ્યૂઝિયમો અને કલાપ્રદર્શનો જોયાં. 'ઇન્ડિયન મ્યૂઝિયમ'-માં તેમણે એક હાર્મોનિયમ જોયું. તે ટિપુ સુલતાને કરાવેલું હતું. એક અંગ્રેજ સિપાઈને મૈસૂરનો વાઘ ફાડી ખાય છે એવા આકારની તે પેટી હતી અને તેમાં સગીતના સાત સૂરો ગોઠવેલા હતા. 'ડર્બી રેસ' નામે ઘોડાની શરત પણ તેમણે જોઈ. તે જોવા માટે દસ લાખ લોકો એકઠા થયા હતા, પરંતુ જરા સરખી પણ ધાંધલ કે ગરબડ નહોતી. યુરોપ-માંથી હજારો લોકોનાં ટોળાં વિમાનમાં ત્યાં આવ્યાં હતાં.

ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલય એટલે ઇંગ્લૅન્ડના પ્રધાનમંડળનું શિક્ષણસ્થાન જ ! તેમા એક એક ગ્રંથાલય આશ્ચર્ય ઉપજાવે તેવું છે. સેંકડો વર્ષો પહેલાંના હસ્તલિખિત ગ્રંથો તેમાં છે. ગ્રંથાલયમાં અપાર પુસ્તકસંપત્તિ છે. ત્યાંની વ્યવસ્થા અને ત્યાંનું વાતાવરણ જોઈ દાદાસાહેબને લાગ્યું : 'બધું જ જાણે વાચન, અભ્યાસ, સંશોધન, મનન અને ચિંતનને માટે ઉત્તેજન આપે

તેવું છે.' અને કેમ્બ્રિજ કે ઑક્સફર્ડ કરતાંય કેટલે દરજ્જે સુંદર અને રમણીય. એનું સમગ્ર વાતાવરણ કાવ્યરચના માટે પ્રેરણાદાયક છે એવું દાદાસાહેબને લાગ્યું. સ્ત્રીઓની કૉલેજમાં પહેરેગીરથી માંડી અધ્યાપક સુધી બધો જ અમલદાર વર્ગ કેવળ સ્ત્રીઓનો જ હતો.

એ વખતે હિંદુસ્તાનની આખરી સર્વોચ્ચ રાજસત્તા જ્યાં કેન્દ્રિત થઈ હતી તે આમની સભા તથા ઉમરાવ સભા દાદાસાહેબે જોઈ, તેની ચર્ચાઓ સાંભળી. પ્રિવી કાઉન્સિલ પર પણ તેમણે નજર નાખી લીધી. તે ઉચ્ચતમ ન્યાયમંદિરમાં ન્યાયાધીશ અને વકીલ સમાન ભૂમિકાએ ચર્ચા કરતા હતા એમ દાદાસાહેબને લાગ્યું.

ઇંગ્લૅન્ડનાં ઐશ્વર્ય અને સામ્રાજ્યસત્તાનો આ એક છેડો, તેવો જ ગરીબાઈ અને સેવાનો બીજો છેડો બનેલા ભાગને પણ દાદાસાહેબે આશ્ચર્યપૂર્વક જોયો. આ બન્ને છેડા જોઈને તેમના મનમાં વિચાર આવ્યો કે 'આ વિષમતાને કારણે જ સમાજવાદ ફેલાઈ શકે. આવી શ્રીમંત રહેણીકરણી માટે ઇંગ્લૅન્ડને બીજા દેશો કબજે કરી તેની સંપત્તિ લૂંટી લાવવી પડે છે. આ આર્થિક પદ્ધતિ બદલ્યા વિના ઇંગ્લૅન્ડની સામ્રાજ્યતૃષ્ણા નષ્ટ થવાની નથી.' અને તે નષ્ટ નહિ થાય ત્યાં સુધી જગતમાં શાંતિ સ્થપાવાની નથી.

આવી એક ગરીબ વસતિમાં તેઓ ગયા હતા ત્યારે તેની સમક્ષ ભાષણ કરવાની દાદાસાહેબને વિનંતી કરવામાં આવી. એ પ્રસંગે તેમણે ટૂંકમાં નીચે પ્રમાણે વાતો કહેલી: 'ગાંધીજીને અમે મહાત્મા કહીએ છીએ. સત્ય, અહિંસા અને પ્રેમ એ તેમનો સંદેશ છે. તમામ જગતમાં વિશ્વબંધુત્વનો પ્રચાર આ ત્રણ બાબતો સિવાય થતો નથી. તમારા પ્રત્યે અમને બંધુભાવ છે. જે કંઈ વિરોધ છે તે સામ્રાજ્યવાદી લોકો સામેનો છે. સહુએ સમાનતા અને સુખમાં રહેવું એવું અમારું સ્પષ્ટ કહેવું છે.'

રસ્તા ઉપર ભરીખોને ભીખ માગવાની ઇંગ્લેન્ડમાં મનાઈ છે. તો પછી ભિખારીઓનું શું કરવું? તેમને માટે ભિક્ષુકગૃહો—poor houses—છે. 'ઇસ્ટ એન્ડ'માં રહેનાર અંગ્રેજોને દાદાસાહેબ મળ્યા, તેમની સાથે એમણે વાતો કરી. બાર-પંદર ફૂટની ઓરડીમાં પાંચ સાત માણસોનું કુટુંબ રહેતું તેમણે જોયું. એક જ ઓરડીમાં રસોઈ કરવાની, સૂવાનું, બેસવા ઊઠવાનું—બધું જ. નહાવાની જુદી સગવડ નહિ. સૂવા માટે પાટીઓ કામની પડતી. ઉંદર, છછુંદરનો ત્રાસ રહેતો. 'લંડનના 'વેસ્ટ એન્ડ' ભાગ ઉપરથી ઇંગ્લેન્ડ સ્વર્ગનું નંદનવન લાગે, પણ 'ઇસ્ટ એન્ડ' ઉપરથી જીવતું દોઝખ લાગે એમાં આશ્ચર્ય નહિ'—એવી નોંધ દાદાસાહેબે લખી છે.

ઇંગ્લેન્ડમાંના ભારતીય લોકોના સમારંભમાં દાદાસાહેબ ગયા હતા, સંપૂર્ણ ભારતીય પહેરવેશમાં—તે પણ ખાદીની સુરવાલ, અચકન અને ફેંટો પહેરીને. પોતાની જેમ રાજેન્દ્રબાબુનો પણ પહેરવેશ સ્વદેશી જ છે એ જોઈ દાદાસાહેબે સંતોષ અનુભવ્યો હતો. બંનેના વિચારો એકદમ મળતા આવતા હતા. તેમના સિવાય બીજા હિંદી લોકો તો અસલ અંગ્રેજોના જેવા દેખાતા હતા, બોલતા હતા, વર્તતા હતા.

ઇંગ્લેન્ડ પછી દાદાસાહેબ આયર્લૅન્ડ ગયેલા. ત્યાંની પાર્લમેન્ટમાં ગયા ત્યારે તેમને ડી વૅલેરા, કૉસગ્રેવ વગેરે સ્વાતંત્ર્ય-ભક્તોના દર્શન થયેલાં. તેમને જોઈ ને દાદાસાહેબે ધન્યતા અનુભવી અને પોતાની યુરોપની સફર એના લીધે સફળ થઈ એવું એમના મનમાં થયું.

જ્યારે તેઓ બેલ્જિયમમાં ગયા ત્યારે ત્યાં સ્વાતંત્ર્યદિનનો ઉત્સવ ચાલતો હતો. ધર્મ'સમાનતા સ્વાતંત્ર્યસ્તંભ તેમને આકર્ષક લાગ્યો. એ સ્તંભની નીચેના ચોગાનની બન્ને બાજુએ બે સિંહો લોઈ બગબર વચ્ચે એક મોટી પથ્થરની દીવીમાં સતત જ્યોત જલ્યા કરે છે

બેલ્જિયમમાંથી જર્મની; ત્યાં કલોન ગામમાં પ્રિન્સ બિસ્માર્કનું ભવ્ય પૂતળું તેમણે જોયું. ત્યાર બાદ તેમણે પૉટ્સડૅમમાં ફ્રેડરિકનો પ્રચંડ

રાજમહેલ જોયો. એ રાજમહેલમા બસોથી વધારે સુદર મૂર્તિઓ છે. દીવાનખાનામાં પણ ત્રણસો મૂર્તિઓ છે. એમાથી કેટલીક તો કેવળ સગેમરમરની છે, તો કેટલાકના થાભલા અને ભીંતો રત્નજડિત છે.

રાજમહેલની નજદીકમા એક પવનચક્કી છે તેનું ઐતિહાસિક મહત્ત્વ આગવુ જ છે રાજમહેલ બધાયો તે પહેલા તે અહીં હતી. તે કાઢી નાખવા માટે રાજાએ એના માલિક સાથે વાતચીત કરી ખૂબ પૈસા આપવાનુ કહ્યુ. પરતુ વડીલોપાર્જિત વારસો હતો એટલે પવનચક્કીનો માલિક તે આપતો નહિ આખરે આ ઝઘડો કોર્ટે ગયો. કોર્ટે રાજાની વિરુદ્ધમા નિર્ણય આપ્યો રાજાએ તે કબૂલ રાખ્યો એટલે પેલી પવનચક્કી આશરે ૨૦૦ વર્ષો પછી પણ હજી ત્યા જ છે; અને રાજાની ન્યાયપરાયણતાનો ગીતલલકાર પવનની પાંખે ચડીને દશે દિશામા પ્રસરી રહ્યો છે.

જર્મનીમા દાદાસાહેબે જેમ ૪૫૦ ફૂટ ઊંચાઈનું 'રેડિયો ટાવર' જોયુ તે જ પ્રમાણે એવુ જ ૧૦૦૦ ફૂટ ઊંચુ 'એફિલ ટાવર' પણ તેમણે પૅરિસમા જોયુ આ 'એફિલ ટાવર' ઉપર જવા માટે ૭૦૦ થી વધારે પગથિયા છે, ઉપરાત લિફ્ટ પણ છે. ખાસ તો ટાવરના ઉપર ઉપહાર-ગૃહ, સ્નાનાગૃહ, પોસ્ટ ઑફિસ, દુકાનો વગેરે બધી સગવડો છે એ ટાવર ઉપરથી આખુ પૅરિસ શહેર દેખાય છે અને ત્યાની આસપાસનો ૪૦ માઈલનો પ્રદેશ પણ

સ્વિટ્ઝર્લૅન્ડમાં આલ્પ્સ પર્વતના હિમાચ્છાદિત શિખરો દાદાસાહેબે જોયાં, અને ત્યાથી રેલવેમા યુગફ્રાઉ નામના હિમશિખર ઉપર તેઓ ગયા રસ્તામા ટ્રુમેલમાક ધ્રોધ તેમણે જોયો તે દશ્ય તેમને અપૂર્વ લાગ્યું. 'આજે તો પ્રત્યક્ષ કૈલાસ દર્શન લાધ્યું —શુભ્ર અને ભવ્ય સ્ફટિકમય ધવલગિરિને જોઈને આખો કૃતાર્થ થઈ હોય એમ લાગ્યું ' આવો રોમાચ-કારક અનુભવ ત્યા દાદાસાહેબને થયો આ હિમપર્વતમાળામા પાચ માઈલ

લંબાઈનો એક બોગદો છે. આ ધોધનું પાણી ૧૩૦૦૦ ફૂટથી નીચે પડે છે. એ પાણી ભેખડોની તરાડમાંથી આવે છે અને તે ઉપર સ્વિસ સરકારે વીજળીના પ્રકાશના ધોધ છોડેલા છે.

યુંગફ્રાઉ બરફના પર્વત ઉપર ફરીથી ૧૯૪૮ અને ૧૯૫૦ની સાલમાં પણ દાદાસાહેબ ગયા હતા. 'મને તો એનું એટલું આકર્ષણ છે કે ત્યાં ફક્ત જવા ખાતર પણ હું ફરી યુરોપનો પ્રવાસ કરતાં કંટાળું નહિ' એવું એ કહેતા. એનું કારણ છે ત્યાંનું વિલક્ષણ, રમ્ય અને અદ્દભુત સ્થાન! ત્યાં બરફનો મહેલ છે; જે રીતે પથ્થરમાંથી ગુફાઓ કોતરાય છે તે જ પ્રમાણે બરફમાંથી કોતરેલો એ મહેલ! ઉપર આશરે ૧૦૦ ફૂટ બરફનો થર અને અંદર જવા માટે સુંદર રસ્તા, વીજળીના દીવા, પગ લપસે નહિ માટે ઠેકઠેકાણે પગથિયાં અથવા કાથીના કોથળાઓ, અંદર એક બરફની મોટર, એક ઓરડામાં પ્રાર્થનાગૃહ અને તેની બાજુમાં દુકાન, બે મોટા વિશાળ ઓરડાઓ,—નૃત્ય કરવા માટે અને લપસણી ખાવા માટે; નજદીકમા બે ઠેકાણેથી બરફનો પર્વત જોવાની પણ સગવડ છે. ત્યા લાંબા બોગદામાંથી જવાનું હોય છે. છેલ્લે બે પર્વતની વચ્ચેની સાંકડી લાંબી નદી જાણે શુભ્ર રૂથી ભરેલી! બધું જ બરફમય.

ત્યાં લોકો કૂતરાગાડીમાં જાય છે. કેટલાક પગને લાંબા પટા આડા બાંધી, હાથ ટેકવવા માટે મોટી લાકડી લઈ લપસે છે, અનેક પ્રકારોની રમતો રમે છે. આશરે ૩૫૦ ફૂટથી પણ હજુ વધારે ઊંચે જવાની સગવડ કરવામાં આવેલી છે. ખાસ લિફ્ટ છે. ઉપર ગયા એટલે બન્ને બાજુ બરફના ઊંડા દરિયા દેખાય છે. અને આજુબાજુ પથરાયેલા આખા પર્વતનાં દર્શન થાય છે. 'અહીં જોવા જ કરીએ એવું લાગે છે. અમે ખરેખર પ્રત્યક્ષ કૈલાસનાં જ દર્શન કરીને આવ્યા એવું કહેવામાં વાંધો નથી. ઈશ્વરનું આ સ્વયંભૂ સ્વરૂપ ભવ્ય, ઉદાત્ત, મનોહર અને આકર્ષક છે'—એવું વર્ણન દાદાસાહેબે કરેલું છે.

ઇટાલી એટલે ઇતિહાસભૂમિ! રામ અને પૉમ્પી એ બે શહેરો તો કાળપુરુષનાં ક્રીડાસ્થાન જ હતાં. રોમમાં દાદાસાહેબે પોપનો રાજમહેલ જોયો અને ત્યાંનું કલામંદિર પણ જોયું. સીઝર અને ઍન્ટનીનાં પગલાંથી અંકિત થયેલી રોમની ધરતી જે રીતે તેમનાં જ્ઞાનચક્ષુને દેખાઈ તે રીતે જ પાયલેટના ન્યાયમંદિરમાંથી ઈસુખ્રિસ્ત જે પગથિયાં ઉપરથી ઊતરીને ગયા હતા તે પણ તેમનાં શ્રદ્ધા-ચક્ષુને દેખાયાં. અઠ્ઠાવીશ પગથિયાંની આ સંગેમરમરની સીડી તે જાણે સ્વર્ગે જવાનો રસ્તો છે એવી ભાવિક લોકોની માન્યતા છે.

ફ્લોરેન્સમાં દાદાસાહેબે કોલ્હાપુરના છત્રપતિની છત્રી જોઈ. ૧૮૭૦ની સાલમાં રાજારામ મહારાજ ઇંગ્લૅન્ડથી સ્વદેશ પાછા ફરતા હતા ત્યારે ત્યાં સ્વર્ગવાસ પામેલા. એ જ નદીના કિનારે, વૃક્ષરાજીની છાયામાં, મરાઠાઓના રાજાનું એ સ્મારક જોઈને, દાદાસાહેબની લાગણી ઊભરાઈ આવી. ત્યાં છત્રપતિનું અર્ધપૂતળું બેસાડવામાં આવ્યું છે અને એના ચોતરાની ચારે બાજુએ સોનેરી રંગમાં મરાઠી, સંસ્કૃત, અંગ્રેજી અને ઇટાલિયન એમ ચાર ભાષાઓમાં સ્મૃતિલેખ લખેલા છે. મરાઠી ભાષાનો ધ્વજ લૅટિન ભાષાના પિયરમાં રોપાયા બદલ તેમણે ગૌરવ અને આનંદ અનુભવ્યાં.

આવી રીતે જુદા જુદા દેશોમાંથી જુદાં જુદાં કલા, ઐશ્વર્ય, ઇતિહાસ અને સુધારણાનાં પ્રતીકો અને સ્મારકો જોઈને અને તેમાંથી જ્ઞાન તેમજ આનંદ મનમાં એકઠાં કરીને, બરાબર ચાર મહિને એટલે કે તા. ૭ સપ્ટેમ્બર ૧૯૨૮ને રોજ સવારે દાદાસાહેબ મુંબાઈ પાછા આવ્યા. પોતાની સાથે તેઓ કેટલીક કલાકૃતિઓ લાવેલા, બાળકોને માટે કેટલીક રમતો-રમકડાં લાવેલા; કેટલાંક પુસ્તકો અને કેટલાંક ચિત્રો પણ લાવેલા; પરંતુ તે બધાંથી વધારે મહત્ત્વની અને અધિક ચિરસ્થાયી એવી એક દોલત લાવેલા.

એ દોલત એટલે નવી દૃષ્ટિ. વ્યાપક વિચાર અને વિશાળ દૃષ્ટિકોણનો લાભ તો તેમને મળ્યો જ પણ તે કરતાં વધારે લાભ તો પશ્ચિમના

લોકોના રહેણીકરણી, રીતરિવાજ, નીતિસંસ્કૃતિના જે સંસ્કાર તેમના મન ઉપર પડયા તે અને જે છાપ તેમના મન ઉપર પડી તેનો લાભ તેમને જ નહિ, પરંતુ તેમના દ્વારા આખા દેશને મળ્યો

યુરોપના રાષ્ટ્રોમા તેમને ચાર મુખ્ય વાતો જણાઈ (૧) શિસ્ત, (૨) સ્વચ્છતા, (૩) સામાજિક ભાવના, (૪) સ્વદેશીનુ આચરણ અને સ્વદેશ માટે પ્રાણત્યાગ કરવા સુધીની તૈયારી

યુરોપ જઈને હિંદના સ્વરાજ્ય વિષે દાદાસાહેબને વધારે આશા જણાવા લાગી 'ઑક્સફર્ડની કૉલેજમાથી બહાર પડનાર હિંદી વિદ્યાર્થી —જો તેને હૃદય અને આંખો હોય તો—સ્વદેશ માટે મરી ફીટનારો જ નીકળવાનો', એવી દાદાસાહેબને ખાતરી થઈ

શારીરિક તાકાતની વાતમા કે માનસિક વિકાસની બાબતમા પશ્ચિમના લોકો આપણા કરતા કેટલા બધા આગળ છે! 'ત્યાની સ્ત્રીઓની જે શારીરિક શક્તિ–તંદુરસ્તી છે તે આપણે ત્યા પુરુષોમા નથી, તો પછી આપણી સ્ત્રીઓની તો વાત જ કયા કરવી? માનસિક વિકાસની બાબતમા તો ન બોલવામા નવગુણ આવી આપણી શોચનીય સ્થિતિ દેખાય છે'

એવુ જ 'ધર્મ, રાજનીતિ, રમતગમત, મનોરંજન, રહેણીકરણી વગેરે બધી જ બાબતોમા સ્ત્રી પુરુષોની સમાન કક્ષા (level) દેખાય છે અને એને લીધે જ આપણી પાસે બધી ચીજવસ્તુઓ અનુકૂળ હોવા છતા, માનસિક અસંતોષના કારણે બબતરા કર્યા કરવાની પ્રવૃત્તિ રહેતી હોઈ સસાર દુ ખમય બને છે અથવા ઓછો સુખદાયી હોય છે, તેવી એ સમાજની સ્થિતિ જણાતી નથી ' સ્ત્રી પુરુષમા અસમાનતાને કારણે આપણુ આખુ જીવન કેવુ દુ ખમય બને છે એની દાદાસાહેબે કરેલી આ મીમાસા જેટલી મૂલગામી છે એટલી જ માર્ગદર્શક પણ છે

પશ્ચિમના ઘણાખરા રાષ્ટ્રોમા, ઉપર ઉપરથી જોનારને પણ, ત ત

આંખે વળગે એવી' વાત તે તેમનું ઉત્કટ દેશાભિમાન: 'મારો દેશ બધાથી ચડિયાતો, મારી ભાષા ચડિયાતી, મારા લોકો ચડિયાતા અને યુરોપમાં પણ જો કોઈ દેશ વધારે જોવા જેવો હોય તો તે મારો દેશ! એવી ભાવના એમના બોલવા ઉપરથી સમજી શકાય છે. એવું ખુલ્લેખુલ્લું તેઓ બોલતા નથી, પણ પોતાના અને બીજા દેશો વિષે બોલવામાં ઉત્સાહમાં જે ફરક અને અલગતા-ભાવ જોવા મળે છે તે ઉપરથી ઉપરનું અનુમાન કરવામાં વાંધો ન આવે.'

ત્યાંની પોલીસના મનમાં પણ 'પોતે જનસમાજની સેવા માટે છે' એવી સભાનતા પ્રવર્તે છે. સર્વત્ર સભ્યતા, સ્વચ્છતા અને શિસ્તનું સામ્રાજ્ય જોવા મળે છે.

દાદાસાહેબને મધ્યમવર્ગના લોકોનાં ઘર સુદ્ધાં એકદમ સ્વચ્છ જણાયાં. ત્યાં ઘર ભાડે લેવું એટલે ફર્નિચર સહિત લેવાનું. ખુરસીઓ, સોફા, ગાલીચા, વાસણો, પિયાનો વગેરે આશરે ૧૦૦૦ પાઉન્ડનું ફર્નિચર પણ ૧૦૦૦ પાઉન્ડ ભાડાના ઘરમાં આપોઆપ મળતું હોય છે.

ખાસ વાત તો એ છે કે પશ્ચિમના લોકો નવીન ચીજના શોધકો હોવા છતા જૂની વસ્તુઓના અભિમાની છે. 'જૂની વાતો, જૂનો વહીવટ ચાલુ રાખવા માટે ત્યાં ખૂબ જ આગ્રહ દેખાય છે. જૂનો ઇતિહાસ પણ ત્યા એવો તો જીવંત રાખવામા આવ્યો છે કે આપણને તેની કલ્પના પણ ન આવે.' તેમની જૂની સગડીઓ, જૂના શિરછત્ર અને જૂનાં પગરખાં. પશ્ચિમના લોકોનો ઇતિહાસ-પ્રેમ અને દેશાભિમાન જોઈને દાદાસાહેબને જેટલો આનંદ થયો તેટલો જ તે ગુણોનો અભાવ આપણામાં છે એ યાદ આવતાં મનમાં વિષાદ થયો. એમને વારંવાર થતુ કે, 'ઇતિહાસની શી કિંમત છે તે યુરોપમાં ઠેરઠેર અનુભવવા મળે છે અને બીજી તરફ આપણે ત્યાની દુર્દશા તો જુઓ! આવક હોવા છતાં યે સંકુચિત તીર્થક્ષેત્રની કે આછીપાતળી અવ્યવસ્થા! જેણે સ્વાગત-

સ્થાપના કરી અને જેનાં ભીમ ગીત મહારાષ્ટ્ર રોજ ગાય છે તેનું પણ સ્મારક નહિ! જન્મ મૃત્યુ-સ્થળને તીર્થસ્થાનો તરીકે ગણવામાં આવતા નથી.'

યુરોપમાં ગયેલા હિંદી લોકો પોતાનું ભારતીયપણું ક્યાય પ્રગટ કરતા નથી એ વાતનો તેમને ખેદ થયો હતો. હિંદી લોકોનો સમારંભ હોય ત્યારે પણ હિન્દી લોકો અંગ્રેજી ઢબે અને અંગ્રેજી કાપડના સૂટ પહેરીને હાજરી આપતા! ભારતીયતાથી આપણે એટલા પરાયા બન્યા છીએ કે શું? એવો પ્રશ્ન તેમના મનમા વારંવાર થઈ આવતો. તેમણે પોતે સ્વાભિમાન કે દેશાભિમાન ક્યાય પણ ત્યજ્યા વિના, દારૂના ટીપાનો કે માંસના કણનો સ્પર્શ કર્યા વિના, કોઈની પણ 'હા જી-હા' કરીને લાચારી ન સ્વીકારતા, પોતાનુ મન ખુલ્લું રાખીને, જિજ્ઞાસાવૃત્તિ અને શોધક બુદ્ધિથી યુરોપમા ત્રણ મહિના પ્રવાસ કર્યો, એને એટલે જ તો એ આટલો લાભકારક નીવડ્યો.

*

## ૮. સ્વભાવની સુવર્ણરેખાઓ

'દિલ્હીમાં દેશના દેવો વસે છે એમ કહેવાય છે! આપ પણ દેવ ખરા ને? બધા કહે છે કે આપ દિલ્હીના મોટા દેવ છો. અમારે પણ દેવ બનવું છે; અને દિલ્હીના બનવું છે. અમે પણ દેવ બનીશું ને? શરૂઆતમાં મરાઠીમાં એટલે કે માતાની ભાષામાં અમારું શિક્ષણ થયું. તો પછી અમે દેવ બનીશું ખરા કે? દેવની ભક્તિ કરવાની અને નમસ્કાર કરવાના એવું ગુરુજી કહે છે. એટલે અમે બધાં આપને આદરપૂર્વક ભક્તિભાવથી નમસ્કાર કરીએ છીએ. આપ અમારી ઓળખાણ રાખશો ને? અમારી ઓળખાણના ચિહ્ન તરીકે અમે આ ભાવપત્ર આપને અર્પણ કરીએ છીએ.'

---

દાદાસાહેબે જિંદગીભર જનતાની સેવા કરી અને જનતાએ તે સેવાની પેટ ભરીને પ્રશંસા કરી. સેવાનું વૃક્ષ કોઈ કંઈ તેનાં ફળો માટે વાવતું હોતું નથી. પરંતુ દાદાસાહેબનું નસીબ જ એવું કે તેમના સેવા-વૃક્ષને માનનાં, ધનદોલતનાં, સત્તાનાં, પ્રશંસાના —એવા વિવિધ મધુર ફળ આવ્યા. કૉંગ્રેસજનોમા તેમનુ સ્થાન આદરભર્યું હતું, આઝાદ સરકારમા તેમને સ્પીકરનું ઉચ્ચ સ્થાન વારંવાર અર્પણ કરવામાં આવ્યુ, અને જનતાએ તો તેમને પ્રમુખપદો આપીને અને માનપત્રો અર્પણ કરીને તેમની સેવાની કદર કરી.

ગુજરાતી, મરાઠી, હિન્દી, અંગ્રેજી વગેરે ભાષાઓમાં તેમને મળેલાં અનેક સંસ્થાઓના માનપત્રોની સંખ્યા સવાસો ઉપરાંત સહેજે થઈ જાય. તેમાં પણ નગરપાલિકાઓના માનપત્રોની સંખ્યા વધારે. વેપારી, વકીલ, વૈદ્ય એવા વર્ગો તરફથી પણ કેટલાક માનપત્રો તેમને અર્પણ થયેલાં.

સાસવડ-રાજપુરથી માંડીને, મદ્રાસ-અમૃતસર સુધી ફેલાયેલી સંસ્થાઓ તરફથી તેમને માનપત્રો અર્પણ કરવામાં આવેલાં છે. એ તમામ માનપત્રોમાં મદ્રાસની મરાઠી પ્રાથમિક શાળામાંના વિદ્યાર્થીઓએ આપેલું માનપત્ર વૈશિષ્ટ્યપૂર્ણ છે અને ઘણું ખરું કરી જાય તેવું છે. એટલે તો ખાસ તે આ પ્રકરણની શરૂઆતમાં આપેલું આપવામાં આવ્યું છે તેની ભાષા બાળકોની હોવા છતાં એ લાગણી તો સર્વસામાન્ય જનતાની જ છે.

દિલ્હીમાંના પેલા રાષ્ટ્રપતિ, પેલા પ્રધાન, પેલા સરસેનાપતિ એટલું જ નહીં પણ પેલા ચોપદાર પણ—સર્વસામાન્ય લોકોને અસામાન્ય લાગે છે, અતિમાનવ જણાય છે. સ્વર્ગના દેવોની જેમ અંતરિક્ષમાં ચાલનારા એ દિવ્યપુરુષો છે એમ તેઓ માને છે. અગાઉ જેમ રાજાને વિષ્ણુના અવતાર તરીકે ઓળખવામાં આવતા હતા તેવા જ પ્રકારના આ! પરંતુ એ વાત લોકશાહીમાં તો સંપૂર્ણ વિસર્જન છે. દેશમાંનો કોઈ પણ નાગરિક હવે કોઈ પણ ઉચ્ચ સ્થાને બેસી શકે છે. જે પ્રમાણે આધ્યાત્મિક દૃષ્ટિએ પ્રત્યેક જીવ એ તત્ત્વતઃ બ્રહ્મ જ છે તે જ પ્રમાણે લોકશાહીમાં પ્રત્યેક વ્યક્તિ રાષ્ટ્રપતિ સેનાપતિ અને સ્પીકર થવાને શક્તિમાન છે! ફક્ત તે પદને પાત્ર બનવાના ગુણ તેનામાં હોવા જોઈએ. તે ગુણો કયા? તે કેવી રીતે પ્રાપ્ત કરાય? તેનાં મૂળ તત્ત્વો કેવા હોય છે? આ પ્રશ્નોના ઉત્તર એટલે દાદાસાહેબનો જીવનચરિત-પટ!

શુદ્ધ ચારિત્ર્ય એ દાદાસાહેબના ગુણોનો મેરુમણિ! તેમના જીવનનો કૌસ્તુભ! તેમના સ્વભાવનું સુવર્ણ! સત્ય શબ્દ ઉચ્ચારવાથી માંડીને લાખો રૂપિયાનો વ્યવહાર ચોખ્ખી રીતે કરવા સુધી બધે જ તેમનું આચરણ નિર્મળ રહેતું. પછી વકીલાત હોય કે કૉંગ્રેસની સેવા હોય અથવા સરકારી અધિકાર હોય—એક પણ પૈસાનો લોભ તેમણે કદીયે રાખ્યો નથી, અને એકેય પાઈની પણ ભૂલ કદી કરી નથી. અમદાવાદ-કૉંગ્રેસ અધિવેશન વખતે લાખો રૂપિયાનો અતિશુદ્ધ હિસાબ તૈયાર કરી

તેમણે ચોવીસ કલાકની અદર સુપરત કર્યો હતો સને ૧૯૩૦થી ૧૯૩૪–આ ચાર વર્ષોમા ચલાવેલી સસ્થાઓની ઓછામા ઓછી ૭ લાખ રૂપિયાની લેવડદેવડ દાદાસાહેબે કરેલી –પરતુ બધો હિસાબ ભૂલ વિનાનો—દર્પણ સરખો સ્વચ્છ દુશ્મનને પણ શકા ઉઠાવવાનો તલભર અવકાશ મળે નહીં

આવા નિ શક ચારિત્ર્યને લીધે દાદાસાહેબને અનેક સસ્થાઓના ટ્રસ્ટી બનાવવામા આવ્યા હતા બાર કરોડ રૂપિયાનો 'ગાધી સ્મારક નિધિ' હોય કે સવા કરોડ રૂપિયાનો 'કસ્તુરબા સ્મારક નિધિ' હોય, તેના અધ્યક્ષ દાદાસાહેબ! ધૂળિયાનુ 'વાગ્દેવતા મદિર' હોય કે કલકત્તાની 'એશિયા આફ્રિકા સબધ સસ્થા' હોય—તેના અધ્યક્ષ દાદાસાહેબ! સાબરમતીનો 'હરિજન આશ્રમ' શુ, પિલાનીનુ 'બિરલા શિક્ષણ ટ્રસ્ટ' શુ, કે આણદ અને વ લભ વિદ્યાનગરમાનુ 'ચરોતર વિદ્યામડળ' શુ—આ બધાના અધ્યક્ષ દાદાસાહેબ જ! સૌરાષ્ટ્રમાની ગ્રામવિદ્યાપીઠ હોય કે સુરતની 'જીવનભારતી' હોય અથવા મથુરાનું 'શ્રીકૃષ્ણ જન્મભૂમિ ટ્રસ્ટ' હોય—એ તમામના અધ્યક્ષ દાદાસાહેબ! અને ખુદ અમદાવાદમા તો? 'ગુજરાત વિદ્યાસભા', 'રાયફલ શિક્ષણ સસ્થા', 'ભારતી સાહિત્ય સઘ', 'બ્રહ્મચારી વાડી', 'ગુજરાત મેડિકલ શિક્ષણસસ્થા' એવા અનેક સંસ્થાના તેઓ અધ્યક્ષ! એ એક જ શહેરમાના ૫૨ ટ્રસ્ટોના તેઓ અધ્યક્ષ હતા ગાધીજીના સાબરમતી આશ્રમના પણ તેઓ ટ્રસ્ટી હતા અને, દરેક સંસ્થાને લાગે કે પોતાનુ કામ જલદી થાય. ખુદ ગાધીજીને પણ તેવુ જ લાગતું કોઈ કોઈવાર વિનોદી ભાષામા તેઓ દાદાસાહેબ પાસે પ્રેમાળ તગાદો કરતા

૧૯૨૯ની સાલની વાત! 'નવજીવન'ન ટ્રસ્ટ-ડીડ કરવાનુ કામ ઠીકઠીક દિવસોથી પડી રહ્યુ હતું ત્યારે ગાધીજીએ તેમને લખ્યું 'હવે હુ તમને શુ લખુ? તમારી પાસે અનેક કામ હશે તમારે બારણે મારા જેવા ભિક્ષુક ઊભા રહેલા હોવાના જ પણ ભિક્ષુકનો હક્ક ફી આપનારાઓથી આગળ હોવ છે તેમનો હક્ક હોય તો પહેચો નહીં તો કદાપિ નહીં'

ખૂબી તો એ છે કે આવાં અનેકવિધ અધ્યક્ષસ્થાન માટે દાદાસાહેબે કદાપિ અભિલાષા રાખી ન હતી, ખટપટ કરી ન હતી, આસક્તિ સેવી ન હતી. 'અમારી પાસે આ કામ માટે આવો લાયક માણસ જ બીજો કોઈ નથી' એવા જે ઉદ્‌ગારો વલ્લભભાઈએ દાદાસાહેબ માટે એક વખત કાઢયા હતા તે જ આ બધી સંસ્થાઓના સંચાલકો કાઢતા. અને દાદાસાહેબના હાથમાં બધાં સૂત્રો અત્યંત વિશ્વાસથી સોંપતા. આ લોકોનો વિશ્વાસ એ જ દાદાસાહેબના જીવનની ખરી કમાણી! તે અમોલ છે તેવી જ અક્ષય પણ છે. આ સંસ્થાઓ પાસેથી તેઓ પોતાના માટે પાઈ પણ લેતા નહીં, એટલું જ નહીં પણ સરકારી કાયદાથી ઠરાવેલો પગાર લેવામાં પણ તેમનું દ્રવ્ય-પરાઙ્મુખ મન અચકાતું હતું. નહીં તો, લક્ષાધિપતિને કોટયાધિપતિ થવાના વલખાં હોય છે જ.

દિલ્હીની લોકસભાના અધ્યક્ષ તરીકે કાયદા પ્રમાણે દાદાસાહેબને મહિનાનો ૩,૦૦૦ રૂપિયા પગાર મળતો. પરંતુ આ ગરીબ દેશમાં એટલો પગાર લેવાનુ તેમના જીવને ખટકતુ હતુ. દિલ્હીની રહેણીકરણી મોંઘવારીથી ભરેલી અને તેમાંયે સ્પીકર એટલે તો વધારે ખર્ચાળ, તેમ છતા આવનારા-જનારાઓની ભીડ તો તેમના બંગલામા હમેશાં થતી જ હોય. સમગ્ર ભારતમાથી આવનારા મહેમાનોની કતાર તેમને ત્યાં લાગેલી જ હોય. મહેમાન ન હોય એવો ખાલી દિવસ તો ક્વચિત જ! એ બધાની થોડીઘણી સરભરા કરવાની એટલે તો કેટલો બધો ખર્ચ થાય! દાદાસાહેબનો સ્વભાવ તો અત્યંત આસ્થા કાળજી દાખવનારો અને પરોણાગત કરનારો. એટલે દર મહિને તેઓ ૨,૦૦૦ રૂપિયાનો પગાર લેતા. અને આગળ જતાં તો ૧૫૦૦ રૂપિયા જ તેમણે લેવા માંડેલા. હવે લોકસભાના કાયદાએ જ અધ્યક્ષનો પગાર ૨૨૫૦ રૂપિયા ઠરાવેલો છે.

સરકારી મહેમાનોના આદરસત્કાર માટે અધ્યક્ષને દર મહિને ૫૦૦ રૂપિયા સરભરા ભથ્થા પેટે મળતા હોય છે. તે બધી જ રકમનો હમેશા ખર્ચ થાય છે એવુ નથી એમ દાદાસાહેબને જણાયું એટલે એમણે

નક્કી કર્યું કે મહેમાનગતિમાં ખરેખર જેટલો ખર્ચ થાય તેટલો જ લેવો, અને બાકીની રકમ સરકારને પરત કરવી.

આવા ચોખ્ખા વ્યવહારને લીધે ભારતીય જનતાનો દાદાસાહેબ ઉપર ગાઢ વિશ્વાસ બેઠો એમાં નવાઈ નથી. પરંતુ પરદેશના લોકો પણ તેમના ઉપર એવો જ વિશ્વાસ મૂકતા. તેનો અનુભવ તેમને સને ૧૯૨૩ની સાલમાં જ થયો. એ વર્ષે તેમણે અસહકાર માટે એક વર્ષ મોકૂફ રાખેલી વકીલાત ફરી શરૂ કરવાનું જાહેર કર્યું. અને તે જ દિવસે 'માવળંકરજી, આપ ફરી વકીલાત શરૂ કરો છો એ ખૂબ આનંદની વાત. અમારું બધું કામ પહેલાંની જેમ આપની પાસે જ!' અમદાવાદની ઇલેક્ટ્રિક કંપનીના અંગ્રેજ મૅનેજરે દાદાસાહેબને ઘેર જઈને આ ઉદ્ગાર કાઢ્યા. કેટલો વિશ્વાસ! કેવું ગૌરવ!! અંગ્રેજ સરકાર સાથે અસહકારનું યુદ્ધ કરનાર ભારતીય વકીલને એક અંગ્રેજ મૅનેજર કોર્ટનું પોતાનુ કામકાજ આંખો મીંચીને સોંપે એ હકીકત દાદાસાહેબની વકીલાત-કુશળતા અને સચ્ચાઈ માટેનું કેટલું મોટું પ્રમાણપત્ર છે!

દાદાસાહેબ અમદાવાદ નગરપાલિકાના પ્રમુખ હતા ત્યારે એક માણસે એન્જિનિયરની જગ્યા માટે અરજી કરી હતી. તેની લાયકાત પૂરેપૂરી હતી; પણ દાદાસાહેબના એ બનેવી હતા આ જ એક 'નાલાયકી'ને લીધે દાદાસાહેબે તેમની નિમણૂક કરી નહીં. નિષ્પક્ષપાતપણાનુ આ કેવું નિર્મળ ઉદાહરણ!

દાદાસાહેબ જેવા ઈશ્વર-નિષ્ઠ હતા, તેવા જ માનવપ્રેમી પણ હતા. તેઓ જેટલા સનાતની તેટલા જ સુધારક પણ હતા! શ્રાદ્ધ, પિંડદાન, પ્રાયશ્ચિત્ત, તહેવાર, ઉત્સવ એ તમામ ધાર્મિક વિધિ તેઓ શ્રદ્ધાપૂર્વક કરતા. સને ૧૯૫૦ની સાલ સુધી તેઓ બને વખત સંધ્યા પણ કરતા. ગીતાના ૧૮ અધ્યાય ઘણાખરા તેમને મોઢે હતા. પંદરમો અધ્યાય તેઓ દરરોજ સ્નાન કરતી વખતે તેઓ બોલતા શ્રીસમર્થના 'દાસબોધ'નો તેઓ રોજ પાઠ કરતા. ૧૯૨૩ની

સાલમાં શ્રી જ્ઞાનેશ્વરની પાલખી સાથે મહારાજે આળંદીથી દ્વારકા પગપાળા આણી હતી. રસ્તામાં અમદાવાદ ખાતે ત્રણ દિવસ એ પાલખીનો મુકામ હતો. ત્યારે ભજનમંડળી લઈ દાદાસાહેબ પાલખીનું સામૈયું કરવા ગયેલા. તેમની પાછળ સેંકડો ભક્તભાવિકો હતા; તેમાં ગુજરાતી ભાઇઓ પણ સામેલ થયા હતા. દરરોજની પ્રાર્થના તો તેમણે જીવનના અંત સુધી ચાલુ રાખી હતી. યુરોપના પ્રવાસમાં હતા ત્યારે પણ શ્રીકૃષ્ણની જન્માષ્ટમી તેમણે ઊજવેલી. ચાંદીની એક ડબ્બીમાં તેઓ પોતાની પાસે બાળકૃષ્ણની નાની મૂર્તિ સદૈવ રાખતા. કેવળ 'હરિ! હરિ!' બોલીને, તિલકગાળા પહેરીને, ધર્માચરણ કરવું, પરંતુ વ્યવહારમાં તો કેવળ બધો અધર્મ એવું અલગ અલગ વિભાગોમાં વહેંચાએલું તેમનું જીવન નહોતું. તેમની ધાર્મિક વૃત્તિનો પરિપાક વ્યવહારમાં ઊતરેલો દેખાતો. 'ધંધાનું કામ અણિશુદ્ધ કરવું એ પણ એક પ્રકારનું ઈશ્વરભજન જ છે' એવું તેઓ માનતા.

અંતરમાં ઈશ્વરનિષ્ઠા, વ્યવહારમાં પ્રામાણિકતા અને પરોપકારમાં સેવાવૃત્તિ—એવું તેમનું જીવન અંગેનું તત્ત્વજ્ઞાન હતું.

હિન્દુ ધર્મના તેઓ ચુસ્ત અનુયાયી હતા, તેમ છતાં તેમાંની અસ્પૃશ્યતા જેવી ક્રૂર રૂઢિના તેઓ ભક્ત નહોતા. એ બાબતમાં તેમના વિચાર કેવા પ્રગતિશીલ અને ક્રાન્તિકારી હતા એની કલ્પના બીજાઓને ન હતી. એક વખત ૧૯૨૮ની સાલમાં દાદાસાહેબ મુંબઈ ગયા હતા અને તે વખતના સોલિસિટર બેરની ઑફિસમાં બેઠા હતા. ત્યાં તેમને ડૉ. આંબેડકર મળ્યા. 'અસ્પૃશ્યોએ ધર્માન્તર કરી મુસલમાન થવું' એવો આત્યંતિક રોષભર્યો વિચાર આંબેડકરે કહી સંભળાવ્યો ત્યારે તેમની સમક્ષ બીજી બાજુ રજૂ કરતા દાદાસાહેબે સ્પષ્ટ કહેલું: 'હિન્દુ ધર્મમાં રહીને એ ધર્મ સુધારવો એ જ ખરા નિષ્ઠાવાન હિન્દુનું કર્તવ્ય. ધર્મત્યાગ કરવો એટલે તો રણમેદાનમાંથી પાછીપાની કરવા જેવું થાય.'

તે વખતે દાદાસાહેબના મનમાં એવો વિચાર પણ ઉદ્ભવેલો કે

'હું અંત્યજ હોત અને હિન્દુ-સમાજે જો મારી સાથે આવો વર્તાવ કર્યો હોત તો પશ્ચિમની સ્વતંત્રતા, સમાન હક્ક વગેરેની કલ્પના મેળવ્યા પછી, હિન્દુ સમાજરૂપી પથ્થરની દીવાલો ઉપર મેં માથું ફૂટયુ હોત કે ધર્માન્તર કરી વ્યક્તિગત સ્વતંત્રતા મેળવી હોત? મને લાગે છે કે સ્વતંત્રતા જ મેળવી હોત.' વિચારની કેવી નિખાલસતા છે આ!

અસ્પૃશ્ય બાંધવો વિષેની દાદાસાહેબની આ તીવ્ર લાગણી તેમનાં કાર્યોમાં પણ પ્રગટ થતી હતી.

સને ૧૯૪૭ની વાત. સાને ગુરુજીએ પંઢરપુરના વિઠોબાનું મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાવવા માટે મહાન આંદોલન કરેલું. સતત ચાર મહિના સમગ્ર મહારાષ્ટ્રમાં પ્રચારનો જાણે વરસાદ વરસાવ્યો અને અંતમાં એ મહાયજ્ઞમાં પોતાના જીવની આહુતિ આપવાનું નક્કી કર્યું.

"धीर नाहीं माझ्या मना। काय करू नारायणा॥" (મારા મનમાં હવે ધીરજ રહી નથી; હે નારાયણ, હવે હુ શુ કરું?) એવી બેચેની સાને ગુરુજીના ચિત્તમા થઈ. તા. ૧ મે થી પંઢરપુરમાં ગુરુજીએ આમરણાંત ઉપવાસ શરૂ કર્યા.

ગુરુજીનો આ આત્મ યજ્ઞ સફળ કરવા માટે દાદાસાહેબ પંઢરપુર દોડી ગયા. ગુરુજી એટલે 'નિષ્પાપ, નિર્મળ, નિષ્કપટી સાદા અને સરળ' એવી દાદાસાહેબની ભાવના. 'શ્યામચી આઈ' જેવુ એમનુ ઉદાત્ત, રસભરપૂર પુસ્તક વાચતા દાદાસાહેબની આંખોમાથી આંસુ વહેવા લાગેલા. એ ભાવપૂર્ણ પુસ્તકમા તેમના હૃદયનો તલસાટ દેખાતો; પ્રયત્નોની મથામણ અને મનની મૃદુતા દેખાતાં અને પંઢરપુરનું તેમનુ કામ તો દાદાસાહેબને પ્રાણ જેવુ પ્રિય. એટલે તેઓ ગુરુજીની મદદે પંઢરપુર ખાતે તા. ૫મીએ તાત્કાલિક ગયા.

ત્યા તેમને શુ જણાયું? ચારેય બાજુએ વિરોધની દીવાલો જ દીવાલો! સનાતની હિંદુઓ તેમની વિરુદ્ધ, 'બડવે'—પૂજારી લોકો તેમની

વિરુદ્ધ, અને સૌથી વધારે વિસ્મયની અને વિષાદની વાત તો એ કે પોતાને અછૂત માનનારા અને આખો જન્મારો હરિજનો માટે પ્રાણ ખરચનાર અને પોતાને પુનર્જન્મ લઈને પેટે મળે એવી પ્રાર્થના કરનાર, ભારતના સર્વશ્રેષ્ઠ નેતા મહાત્મા ગાંધી પણ વિરુદ્ધ જ! કોઈક ગેરસમજ ઊભી કરી હોય તે કારણે હશે પરંતુ ગાંધીજીએ ગુરુજીના ઉપવાસ ભૂલભરેલા છે, સરકારનો કાયદો ટૂંક વખતમાં જ થવાનો હોવાથી ઉપવાસ બિનજરૂરી પણ છે એવો પોતાનો વિરોધી મત સ્પષ્ટપણે ગુરુજીને જણાવ્યો હતો

પરંતુ ગુરુજી ગાંધીજીના જ ચેલા! દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ ૧૯૧૪ની સાલમાં સરકારી કમિશનનો બહિષ્કાર કરવાનું ઠરાવેલું તેમના ગુરુ માનનીય ગોખલેએ તેમને 'બહિષ્કાર કરતા નહીં, સરઘસ કાઢતા નહીં' એવો તાર કર્યો હતો પરંતુ ગાંધીજીએ ૧૦૦ પૌંડ ખર્ચી સામો તાર કર્યો હતો કે 'પરમેશ્વર જ અમારો સાક્ષી છે—વાળી છે સરઘસ નીકળશે અને બહિષ્કાર પણ કરવામાં આવશે' ગાંધીજીનો આ જ ગુરુમંત્ર માનીને, ગુરુજીએ ગાંધીજીના વિરોધને પણ બાજુએ મૂકી પોતાના આત્મ-યજ્ઞના શ્રીગણેશ માંડયા હતા ગાંધીજીના નિકટ સહવાસમાં આવેલા અને ગાઢ વિશ્વાસપાત્ર માવળંકર પંઢરપુર આવે છે એવું જાણીને ગુરુજીએ સમાધાન અનુભવ્યું

દાદાસાહેબે આખી પરિસ્થિતિનો અંદાજ એમની શોધક બુદ્ધિથી તરત જ મેળવીને ગાંધીજીને તાર કર્યો 'આપના અભિપ્રાયમાં કશીક ગેરસમજ કે અપૂર્ણતા છે આપનો વિરોધ છે એમ બહાનું કાઢી પૂજારીઓ પોતાનો બચાવ કરે છે અને હરિજનોને ન્યાય નકારે છે' ગાંધીજીનું મન ગંગાજળ જેવું! ગેરસમજનો કાદવ નીકળી જતા તે સ્વચ્છ બન્યું બીજે દિવસે જ તેમનો ઉત્તર તારથી શ્રી દાદાસાહેબ બર્વે ઉપર આવ્યો કે, 'હરિજનો માટે મંદિર ખુલ્લા મૂકવાના તમામ પ્રયત્ન કરવાનું પંઢરપુર મંદિરના ટ્રસ્ટીઓને કહો આ માટે કયા ઉપાયો

યોજવા એ બાબતમાં તેમણે દાદાસાહેબ માવળંકરની સલાહ લેવી.'

દાદાસાહેબની ધર્મનિષ્ઠા એવી કે પઢરપુર પહોચતા જ એમણે ચંદ્રભાગામાં સ્નાન કર્યું. પુંડલિકનાં દર્શન કર્યા. અને વિઠ્ઠલના મંદિરમાં પગ મૂક્યો પણ—

'બસ, અહીં સુધી જ હુ આવી શકીશ. આથી આગળ આ મંદિરમા હરિજનોને પ્રવેશ નથી ને! તો મને પણ પ્રવેશ નહીં.'

આવા સૌમ્ય પણ કડક ઉદ્ગાર કાઢી દાદાસાહેબ સંત ચોખાબાની સમાધિ પાસે જઈ ઊભા રહ્યા. તેમણે એ અનાથના નાથને મનોમન વંદન કર્યા. દાદાસાહેબ સપૂર્ણ ઈશ્વરભક્ત! રામનામ જપનારા, ભજન-કીર્તનમાં તલ્લીન બનનારા કોલ્હાપુર જાય તો અંબામાતાનાં દર્શન કરનારા. જ્ઞાનેશ્વર-તુકારામ વગેરે સતોએ પોતાનુ શિર નમાવેલુ તે પાડુરગના પવિત્ર પદકમળ ઉપર પોતાનુ મસ્તક ટેકાવી પોતે ધન્યતા અનુભવવી એવી તેમની કેવી પ્રબળ ઊર્મિ! પરતુ તે પણ તેમણે ન્યાયબુદ્ધિ અને વિવેકથી દબાવી રાખી અને હરિજનોને દર્શન આપવા શ્રી વિઠ્ઠલ પાસે કરુણા યાચી પૂજારીઓએ પુષ્પહાર પહેરાવી તેમનો સત્કાર કર્યો, પણ તે તેમણે ચોખાબાની સમાધિ પાસે જ સ્વીકાર્યો.

દાદાસાહેબના કાયદાવિષયક પાડિત્યની આ પ્રસંગે ખરી કસોટી થઈ. ત્યાંના પૂજારીઓની તેમણે મુલાકાત લીધી અને તેમનું દૃષ્ટિબિંદુ શાંતિથી સમજી લીધુ. 'જનમતનો આદેશ લો' એવો આગ્રહ પૂજારીઓ-એ બતાવ્યો. દાદાસાહેબે તેમને સ્પષ્ટ ઉત્તર આપ્યો કે 'કૉંગ્રેસે સને ૧૯૩૭ અને સને ૧૯૪૬ની સાલમા પોતાના ચૂટણી જાહેરનામાઓમા અસ્પૃશ્યતા-નિવારણનો ઉદ્દેશ્ય સ્પષ્ટ કર્યો હતો. એ ચૂટણીઓમા કૉંગ્રેસ-પક્ષને લોકોએ બહુમતીથી ચૂટી કાઢ્યો છે. એનો અર્થ એ જ કે જનતાએ અસ્પૃશ્યતા-નિવારણ માટે અનુકૂળ સમતિ આપી એ પછી મુંબાઈના કૉંગ્રેસ પ્રધાનમડળે ૧૯૩૮ની સાલમા અસ્પૃશ્યતા નિવારણનો

કાયદો કર્યો એના સિવાય જનતાનો બીજો કયો આદેશ જોઈએ?' એની સાથેસાથે દાદાસાહેબે પૂજારીઓને ધર્મની બાબતમા એવો પણ ઉપદેશ આપ્યો કે, 'જો અસ્પૃશ્યતા જ ધર્મનું અગ સમજવામા આવે તો ધર્મરક્ષણ માટે તમારે કાયદાનો પણ વિરોધ કરવો જોઈએ અને એક શુ સો ગુરુજી પ્રાણ ત્યજે તો પણ તેની પરવા તમારે ન કરવી'

હરિજનો માટે વિઠ્ઠલ મદિર ખુ લ્લુ મુકવા સારુ ૮૩માથી ફક્ત ૨૭ બડવા—પૂજારીઓ તૈયાર હતા એને લીધે આખુ ગાડુ અટવાઈ પડયુ હતુ પરતુ દાદાસાહેબે પોતાની વકીલાત ચતુરાઈ એવી બનાવી કે હાઈ કોર્ટે મજૂર કરેલી યોજના પ્રમાણે પૂજારીઓની સમિતિના પાચ સભાસદો માથી ત્રણની સંમતિ મળે તો ગુરુજીની પ્રતિજ્ઞા પૂરી થતી હતી દિવસ ભર જ નહીં પણ રાતે ૧૨-૧૨ વાગ્યા સુધી વાટાઘાટો કરીને દાદા સાહેબે ત્રણને બદલે ચાર સભાસદોની બહુમતી મેળવી એનો અર્થ વિઠ્ઠલ મદિર હરિજનો માટે ખુલ્લુ થાય એ જ હતો એથી દાદાસાહેબના આનદનો પાર નહોતો 'ઉત્પાત'—ગોર મડળાએ પણ રુક્મિણીનું મદિર હરિજનો માટે ખુલ્લુ મૂકવાનુ લખી આપ્યુ પછી પૂજારી સમિતિની વિનતીથી દાદાસાહેબ, ઠક્કરબાપા, અપ્પાસાહેબ પત, રાવસાહેબ પટ્વર્ધન વગેરેની ટુકડી વિઠોબાના દર્શને ગઈ માના વિગઈના ચરણે દાદાસાહેબે પોતાનું માથુ મૂકયુ ત્યારે તેમની લાગણીનો આવેગ રોક્યો રોકાય ના 'હે વિઠ્ઠલ!, કેટકેટલી કૃપા કરી તેં આ પામર ઉપર! એમ કહી તેઓ આસુ સારવા લાગ્યા! જે યશ મળ્યો તે સર્વ પાડુરગની કૃપાનો અને મહાત્માજીની અને ગુરુની તપશ્ચર્યાના ફળનો છે હુ તો કેવળ નિમિત્તમાત્ર!' એવી દાદાસાહેબની નમ્ર ભાવના હતી

તા ૧૦માએ મોસબીનો રસ લઈ સાને ગુરુજીએ ઉપવાસ છોડયા એક હરિજનને તેમણે હાર પહેરાવ્યો તેમનો ખાટલો આગણામા લાવીને મુકાયો અને તેમની સમક્ષ લોકોએ પ્રાર્થના કરી રાત્રે ચદ્રભાગાની રેતીમા પ્રચડ સભા ભરાઈ દસ હજારથી વધુ શ્રોતાઓ એકઠા થતા આજુબાજુ

દારૂખાનું—ચંદ્રજ્યોતનો પ્રકાશ કરી લોકો પોતાના આનંદ અને ઉત્સાહને અભિવ્યક્ત કરતા હતા. રાત્રે એક વાગ્યા સુધી સભા ચાલી. સૌને ગુરુજી અને દાદાસાહેબની બધાએ મુક્તકંઠે પ્રશંસા કરી.

દાદાસાહેબની ધર્મવિષયની દૃષ્ટિ સમતોલ છે. ધર્મમાંનાં સનાતન તત્ત્વો કાયમ રાખી, પરિસ્થિતિ પ્રમાણે રૂઢિરિવાજોમાં ફેરફારો કરવા—એવો મધ્યમમાર્ગ તેમની મૃદુ મનોવૃત્તિને મંજૂર હતો. તેઓ કહેતા કે: 'તમામ ધર્મોનાં મૂળતત્ત્વો લગભગ એક જ હોઈ બધા જ ધર્મોમાં હિન્દુ ધર્મ જૂનો છે. એમાં ન હોય પણ બીજા ધર્મમાં હોય એવું હજી સુધી તો સાંભળ્યું નથી. રૂઢ ધર્મવિષયમાં, રૂઢ રિવાજોની બાબતમાં મતભેદ સ્વાભાવિક છે. તેમાં સુધારણા જરૂર કરવી'.

દાદાસાહેબના જીવનમાં જેવી ઈશ્વરશ્રદ્ધા તેવી જ ગાંધીનિષ્ઠા અને તેવી જ માતૃપિતૃભક્તિ. દિલ્હીનું લોકસભાનું કામ છોડી, સ્પીકર પરિષદ બાજુ પર મૂકીને દાદાસાહેબ પોતાની માતાની છેલ્લી માંદગીમાં, અમદાવાદમાં રહીને તેમની સેવાશુશ્રૂષા કરતા હતા. ૮૨ વર્ષનાં થઈને તેમનાં માતુશ્રી તા. ૭ ઑક્ટોબર ૧૯૫૧ને રોજ સ્વર્ગવાસી બન્યાં. 'એમની માતૃભક્તિ જ મને સૌથી અધિક આકર્ષક લાગતી હતી' એવું વર્ણન કાકાસાહેબ કાલેલકરે કર્યું છે.

આ નિઃસીમ માતૃભક્તિ આગળ દાદાસાહેબે બધું તુચ્છ લેખેલું પોતાની માન્યતાઓ પણ! ન્યાયમૂર્તિ રાનડેએ પિતૃભક્તિ આગળ પોતાની તત્ત્વનિષ્ઠા બાજુએ મૂકેલી એવો જ એમનો આ કંઈક પ્રકાર હશે. ૧૯૨૮ની સાલમાં દાદાસાહેબ વિલાયતથી પાછા આવ્યા ત્યારે કેટલાક સનાતની આપ્તજનોએ 'પ્રાયશ્ચિત્ત કરો' એમ કહી ટોકયા કર્યું. 'પાપ જ કર્યાં નથી ત્યાં વળી પ્રાયશ્ચિત્ત શાનું?' એવું દાદાસાહેબ કહેતા; પરંતુ જ્યારે એમને એવું જણાયું કે બાઈના એટલે કે માતુશ્રીના મનમાં પોતે પ્રાયશ્ચિત્ત કર્યા વિનાનો હોઈશ તો અતિશય દુઃખ થશે, ત્યારે તેમણે પ્રાયશ્ચિત્ત કર્યું અને પોતાના મનનું સમાધાન કર્યું કે 'માતા માટે આ ત્યાગ એટલે કંઈ જ નહિ. ત્યાગ કરવો એ જ પુત્રધર્મ'.

તેવુ જ વડોદરા ખાતે છોટા મહારાજની ગુરુપૂજા માટે બાઈએ સોનાની વીંટી, બંગડીઓ, ચાંદીની થાળી વાડકી, સાડી ઉપરણા વગેરેના ૬૦૦ રૂપિયા ખર્ચ કરવાની ઇચ્છા દર્શાવી ત્યારથી આ ખર્ચ દાદાસાહેબને વધારે લાગતો હતો તો પણ તેમણે તે ખર્ચ કચવાટ વિના કર્યો એટલુ જ નહીં, પણ પોતે ગુરુપૂજા વખતે વડોદરા ગયા 'તીર્થ સ્વરૂપ માતુશ્રીની ઇચ્છા પ્રમાણે સર્વ કાંઈ થયું આ એક જ વિચાર થી મને ખૂબ સંતોષ થયો' આ એક વાકયમા તેમનું માનસિક વલણ સ્પષ્ટપણે પ્રતિબિમ્બિત થયેલું છે

સુદૈવ એવુ કે તેમના માતુશ્રી તેમની નવ નવીન પ્રવૃત્તિઓની વચમા કદીયે આવ્યા ન હતા તરુણનુ મહત્ત્વાકાંક્ષી મન ગરુડ પ્રમાણે આકાશમા ઊંચે ઊંચે ઉડ્ડયન કરવામા સદૈવ તત્પર હોય છે તેને પાછો ખેંચનારી માતાની બેડી ન નાખનાર આત્મજનો ડાહ્યા માતુશ્રીમા એટલી ઉદારતા અને જમાનાની સમજ હતી દાદાસાહેબ જ્યારે ઇંગ્લેન્ડના પ્રવાસે જવા નીકળ્યા ત્યારે તેમણે તરત જ તેમને સંમતિ આપી તેવી જ રીતે 'અમારી પાસે પ્રત્યેક સ્થાન માટે એકેકથી ચડિયાતી વ્યક્તિઓ છે પરતુ લોક સભાના અધ્યક્ષ થવા માટે દાદાસાહેબ સિવાય બીજી કોઈ લાયક વ્યક્તિ નથી' એવુ કહીને વલ્લભભાઇએ ૧૯૪૬મા તેમને દિલ્હીનુ અધ્યક્ષપદ સ્વીકારવા માટે દબાણ કર્યું ત્યારે પણ દાદાસાહેબે માતુશ્રીની અનુમતિની શરત કરી હતી, પણ તે અનુમતિ આપવાનું ઔદાર્ય માતુશ્રીએ દાખવ્યું દિલ્હીની લોકસભાના અધ્યક્ષસ્થાને દાદાસાહેબની નિયુક્તિ થઈ તેમનુ ગૌરવ બધાના મોઢેથી સંભળાવા માડયુ ત્યારે ૮૦ની ઉંમરે પહોંચેલા તેમના માતુશ્રીને દિલ્હી જવાનું મન થયું અને ૧૯૪૬ની સાલમા એક દિવસ એક કલાક સુધી 'સ્પીકર્સ ગૅલેરી'મા બેસી તેમણે આનંદાશ્રુ સાથે શિવાજી મહારાજનો રાજ્યાભિષેક જોનારા જિજિમાતાનું સદ્ભાગ્ય દાદાસાહેબના માતુશ્રીએ અનુભવ્યું

જેવી માતૃભક્તિ તેવી જ પિતૃભક્તિ પણ ખરી 'હું સમજણો થઈ

તેમની સાથે વિચારવિનિમય કરી શકું એટલી મોટી વયનો થઉં ત્યાં સુધી તેઓ હયાત હોત તો પરમેશ્વરની કેટલી કૃપા થઈ હોત! પરંતુ ઈશ્વરે તેમનું પુત્રત્વ આપ્યું છે તે કઈ ઓછું છે?' પોતાના મનનું આવુ સમાધાન તેઓ કરતા.

૧૯૨૮ની સાલમાં રાજાપુર ખાતે શાળાના સંમેલનમાં જવાનુ દાદાસાહેબે નક્કી કર્યું. એ મુજબ પત્ર લખતાં, ત્યાની નદીમાં પિતાશ્રી પડેલા તે પ્રસંગની યાદ આવી. તેમને માટે પોતાનો પ્રાણ જોખમમાં મૂકનાર હરિ બેલીફ–અદાલતનો હુકમ બજાવનાર–યાદ આવ્યો. પિતાશ્રીનુ આવુ તાજુ સ્મરણ થતાં વેંત ૨૪ વર્ષ પછી પણ દાદાસાહેબની આંખમાથી આંસુ વહેવા લાગ્યા.

આ માતૃપ્રેમરૂપી સિક્કાની બીજી બાજુ એટલે પુત્રપ્રેમ. નાનાં બાળકો વિષે દાદાસાહેબનુ મન ખૂબ સુકોમળ હતું. એક વખત એમની પુત્રી 'તાઈ'ની સોનાની કંઠી ગળામાથી પડીને ખોવાઈ ગઈ, એ ખબર પડતાં જ દાદાસાહેબ ગુસ્સે થયા. એ રોષના આવેશમાં તેમણે 'તાઈ'ને બે તમાચા માર્યા. પરતુ બીજી જ ક્ષણે તેમનુ વિવેકી મન જાગૃત થયું. તે મન કહેવા લાગ્યું. 'મને લાગે છે કે મેં મોટી ભૂલ કરી. એ બિચારીનો શો વાક? પહેલું તો બાળકને મારવું યોગ્ય નથી. તેમાયે પણ જે ભૂલ તેની નથી તે વિષે રોષ કરવો એ તો ખૂબ જ ખોટું! થયેલી ભૂલ બદલ પ્રાયશ્ચિત્ત કેમ કરવુ? ચિ. તાઈની માફી માગવી એમ થાય છે. પરંતુ તે સમજી શકે એટલી તો એની સમજણ હોવી જોઈએ ને? તો પછી તેને એક નવી કંઠી કરાવી આપવી એ જ ઉત્તમ માર્ગ જણાય છે.'

આ જ પ્રમાણે તેમનો એક દીકરો હઠે ચઢચો હતો, ત્યારે દાદાસાહેબ ગુસ્સે થયેલા, અને તેમણે તેને થોડોક માર મારેલો. પોતાની આ ભૂલભરેલી વર્તણૂંકની મીમાસા તેમણે પોતાની તે દિવસની રોજનીશીમાં ખૂબ ઝીણવટપૂર્વક કરી હતી. તેમા તેમણે લખ્યું છે: 'બાળકને શારી-

રિક શિક્ષા કરવી એ જરૂરી છે જ, આ બાબતમાં સંદેહ નથી; પરંતુ તે નિવારવા માટે જે સહનશક્તિ અને ધીરજ જોઈએ તેનો અભાવ છે. સહનશક્તિ છે એમ લાગે છે, પરંતુ ધીરજ નથી. ધીરજ નથી એ તો બીજા વ્યવસાયોને કારણે. આ ઉપરાંત મોટી મુશ્કેલી તો છે વાતાવરણની. હું ન હોઉં ત્યારે બીજા લોકોનું દિવસમાં સાડાત્રેવીસ કલાક જે વાતાવરણ હોય છે, તેમને મારું દષ્ટિબિંદુ કે મનોવૃત્તિ ક્યાં ખબર હોય છે ? ક્યાં ગળે ઊતરેલું હોય છે ?'

દાદાસાહેબનું સાંસારિક જીવન એકંદરે સંપૂર્ણ સુખસમાધાનભર્યું હતું. ૧૯૦૫ની સાલમાં એમનાં પ્રથમ લગ્ન થયાં. સબજજ ચાંદોરકરની આઠ વર્ષની પુત્રી કાશી, 'મનોરમા માવળંકર' બની. ૧૫ વર્ષ સંસારસુખ ભોગવી ૧૯૨૦ની માર્ચમાં મનોરમાબાઈનો દેહાંત થયો. તે વખતે તેમને કમળા નામની દસ મહિનાની બાળકી હતી. ૧૯૨૧માં દાદાસાહેબે બીજું લગ્ન કર્યું. બીજાં પત્ની સુશીલાબાઈ. તેમને બધા 'વહિની બાઈ' કહેતા. તેમને પાંચ પુત્ર થયા. તેમાં ગોવિંદ (ભાઉ) એક વર્ષની અંદર જ મૃત્યુ પામ્યો. હમણાં કૃષ્ણ (બાળ), વિષ્ણુ (બાપુ), પુરુષોત્તમ (અણ્ણા) અને નરહરિ (નાના)—એ તેમનાં નામ ઉપનામો—એમ ચાર હયાત છે. તે બધાએ વિદ્યાભ્યાસ કરી પરદેશની મુસાફરી પણ કરેલી છે.

ત્રીજા હયાત પુત્ર પુરુષોત્તમભાઈ (અણ્ણાસાહેબ) તો ઇગ્લૅન્ડ જઈને રાજનીતિજ્ઞ પ્રોફેસર લૅસ્કીને ત્યાં બે થી ત્રણ વર્ષ રહી, ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રનો અભ્યાસ કરી અમદાવાદ પાછા આવ્યા છે.

રાજ્યશાસ્ત્રનો વિદ્યાવ્યાસંગ યુવાનોમાં વધે એ માટે એક નવી સંસ્થા સ્થાપવાનો વિચાર અણ્ણાસાહેબના મનમાં આવ્યો. એ પ્રમાણે એમણે પોતાની ઇચ્છા દાદાસાહેબને દિલ્હી ખાતે ૧૯૫૩ના નવેમ્બરમાં પત્ર લખીને જણાવી. એ પાંચ પાનાનો ટાઈપ કરેલો પત્ર પુરુષોત્તમભાઈની સેવાબુદ્ધિ અને જ્ઞાનપિપાસાનો સુંદર સમન્વય છે. બે નિર્મળ જલપ્રવાહનો સંગમ

જોઈ તેનુ એક સુદર સરોવર બનાવાય તેવો એ પત્ર છે અને તે સરોવર-ના જળરાશિ ઉપર ઊગતા સૂર્યના રાતા કિરણો ખેલે એ પ્રમાણે પિતૃવાત્સલ્યના તેજ એ પત્ર ઉપર વિલસે છે નિઃસ્વાર્થ બુદ્ધિથી કાઢવામા આવતી પોતાની આ સસ્થાને દાદાસાહેબ ફાળો આપે એ માટે અણ્ણા સાહેબ આ પત્રમા એમના 'નાનકડા હાથ પ્રેમથી આપની આગળ પ્રસારુ છુ' એમ જણાવીને પોતાના વિદ્યાપ્રેમી અને ઔદાર્યમપજ પિતાજીને લાડભરી રીતે વિનવણી કરે છે કે 'કોઈ કારણસર મારા આ સાહસિક પ્રયત્નને આપ ફાળો ન આપી શકતા હો તો ઘરની સપત્તિમા મારા ભાગની રકમમાથી આપશો તો પણ ચાલશે, ભવિષ્યમા વહેંચણી વખતે એટલી રકમ મારે ખાતે લખશો'

આ ત્યાગવૃત્તિથી છલકાતો અને સેવાભાવથી ઉભરાતો, પોતાના પુત્રનો પત્ર જોઈ દાદાસાહેબનુ પ્રેમાળ હૃદય પિગળ્યુ હશે એમા શકા નથી તેમણે વળતી ટપાલે ઉત્તર મોકલ્યો 'અણ્ણા, તરુણ અવસ્થા મા તારી ઉદાર ભાવના હું કેવી રીતે કચડી શકુ? એવુ મારા હાથે કદી થનાર નથી! તારી ભાવનાને યોગ્ય રસ્તો કરી આપવો એ જ મારુ કર્તવ્ય!' આ કર્તવ્ય દાદાસાહેબે કેવી રીતે પાર પાડ્યુ?

અણ્ણાસાહેબની સસ્થાને ભદ્રમાનુ પોતાનુ વડીલોપાર્જિત મકાન જ તેમણે અર્પણ કર્યું, અને સાથોસાથ જ પોતાનો સમગ્ર સમૃદ્ધ કાયદાશાસ્ત્રનો ગ્રથસંગ્રહ પણ!

વાત્સલ્યના આવા સ્થૂલ અને દશ્ય કાર્યો દાદાસાહેબના હાથે કેટલાયે થયા હશે, પરતુ તે બધા કરતા તો અધિક સૂક્ષ્મ, રમ્ય હતી તેમની પ્રેમભાવના! એકાદ જગલમા, ઘાસના લીલાછમ મેદાનમા છાના મતાના વહેતા નાના પણ તેજસ્વી જળપ્રવાહની જેમ તેમનુ વાત્સલ્ય, ડગલેપગલે અને પત્રેપત્રે દેખાઈ આવે છે એક વખત અણ્ણાસાહેબે તેમને દિલ્હી એક પત્ર લખ્યો તેને તેમના કારકુને ભૂલથી બે પૈસાની જ

ટિકિટ લગાડેલી; એને લીધે દાદાસાહેબને દિલ્હીથી બે પૈસાનો દંડ આપવો પડ્યો. તેમણે પોતાના પત્રમાં પુત્રને આ ભૂલ જણાવી. હેતુ એ કે ફરી એવી ભૂલ ન થાય, પરંતુ સાથેસાથ પ્રેમળ સૂચના પણ આપી દીધી કે 'ટિકિટ ઓછી કેમ લગાડાઈ તેનો ખુલાસો આપવા બેસીશ નહિ, અને નકામો સમય અને શ્રમનો બગાડ કરીશ નહિ.' ખરું વાત્સલ્ય કહેવાય તે આ! પોતાના પુત્રને બે લીટી લખવાનો નિષ્કારણ બોજો ન પડે એવી કાળજી દાદાસાહેબ દિલ્હીમાં રહીને પણ રાખતા હતા. બીજા એક પત્રમાં તેઓ લખે છે: 'અણ્ણા, તું લાંબા લાંબા પત્ર લખે જઈશ નહિ; તેથી તારાં શક્તિ અને સમય ઉપર તાણ પહોંચશે. મુદ્દા લખવા એટલે પત્યું.' 'પ્રેમાળ પિતા' એ વર્ણન દાદાસાહેબને સંપૂર્ણ રીતે લાગુ પડે છે.

૧૯૫૫ના નવેમ્બરની વાત. દાદાસાહેબને હૃદયનો વિકાર જણાવા માંડ્યો હતો. એને લીધે તેઓ મેડા ઉપર એકદમ ચડતા નહોતા. પણ આજે?

'આવ્યો; આનંદ, તું આવ્યો!' એવું કહેતા કહેતા દાદાસાહેબ દાદર ચડી મેડા ઉપર ઝટપટ આવ્યા. આનંદ એ તેમનો નાનો પૌત્ર. (પુરુષોત્તમભાઈ નો પુત્ર). તે વિષમજ્વરમાંથી તાજો જ ઊઠેલો. બધાંને આનંદ, આનંદ થયેલો. તે મીઠી વાત બધાંને જણાવાય એ માટે મોટા ત્રાજવાના એક પલ્લામાં તેને બેસાડ્યો અને બીજા પલ્લામાં ગોળ મૂકયો. 'ગોળ-તુલા' થઈ. બધાંને ઘેર ગોળ વહેંચ્યો. તે ગોળ-સમારંભ જોવા દાદાસાહેબ ઉપર આવ્યા હતા.

દાદાસાહેબ બહારગામ કે પરદેશ જાય એટલે ત્યાંથી પાછા આવતાં નાનાં બાળકો માટે ફળો લાવવાનું તેઓ કદી વીસરતા નહિ. કેટલીક વખત ટપાલની ટિકિટો લાવીને તેમને આપતા.

પોતાનાં બાળકો સદ્વર્તની થાય અને પોતાના કુટુંબનો યશ વધે એ દાદાસાહેબની તીવ્ર ઇચ્છા તેમના અનેક પત્રોમાં પ્રગટ થયેલી દેખાય છે. ૧૯૫૧ની સાલમાં તેમના નાના પુત્ર ચિરંજીવ અણ્ણાસાહેબ એમ.એ. થઈ રાજ્યશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવા લંડન જવા નીકળ્યા

ત્યારે દાદાસાહેબે તેમને પોતાના હાથે લખેલો ૨૨ પાનાંનો પત્ર મોકલ્યો. તેમાં પ્રેમ છે, અનુભવ છે, આદર્શવાદ પણ છે. એ વખતે અણ્ણાસાહેબ ૨૩ વર્ષના. તેમની કુમળી વય ધ્યાનમાં રાખી વિલાયતની 'ઘટોત્કચની માયા'થી અલિપ્ત રહેવાનો ઉપદેશ તેમણે આગ્રહપૂર્વક આપ્યો છે. અને 'નિષ્પાપ ચારિત્ર્યશીલ' પૂર્વજોનું સ્મરણ કરાવ્યું છે. નાની નાની વિગતવાર સૂચનાઓ પણ તેમાં આપેલી છે—જેવી કે 'નિયમિત વ્યાયામ કરવો. સતત મનન કરવું. રાજકારણમાં મૌન પાળવુ. લેખ કે સમાચારપત્રમાં લખવામાં પડવુ નહિ. ઘેર પત્રો લખવાના તે પણ ટૂંકા હોવા જોઈએ. અમારી ઉપર એક પત્ર આવશે એટલે અમે જ તેના મુદ્દાઓ, જુદે જુદે સ્થળોએ વસતાં આપ્તજનોને જણાવતા રહીશુ. સમયની કરકસર કરવી. અઠવાડિયાના અંતમાં શહેર બહાર આરામ કરવા જવું. આવા 'અઠવાડિયાના અંતના' પર્યટનથી જ્ઞાન પણ ખૂબ સાંપડે છે. જ્ઞાન અને અનુભવની પેઢીમા આરભમાં ખૂબ જમા કરતા રહો. એટલે પછી અહીં આવ્યા બાદ તમને ચૅક ફાડતાં ફાવશે. ફ્રેન્ચ અને જર્મન ભાષા તો શીખવી જ પણ ટાઈપિંગ અને ફોટોગ્રાફીની કલા પણ હસ્તગત કરવી. બને તો પ્રવાસ ત્રીજા વર્ગમા જ કરવો. ગોમાંસ, મદ્યપાન, ધૂમ્રપાન એ સર્વદા વર્જ્ય કરવા. શાકાહાર જ લેવો, તેમા ફળ વધારે લેવા. આપણા કુટુંબનુ અને આપણા દેશનું ગૌરવ વધે એવુ જ વર્તન સદૈવ રાખવું.'

પોતાના બાળકના શારીરિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક વિકાસની કાળજી દાદાસાહેબ જેવી રાખતા હતા તેવી જ સમગ્ર રાષ્ટ્રની તરુણ પેઢીની પણ રાખતા હતા. તે માટે કેળવણી પ્રત્યે તેઓ સતત ઝીણવટથી ધ્યાન આપતા હતા. અમદાવાદ નગરપાલિકામા હતા ત્યારે તેમણે શિક્ષણ સુધારણા પ્રત્યે લક્ષ આપ્યું જ હતુ. પરતુ તે પછી પણ ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના કરી, તેના દ્વારા શિક્ષણનુ ધોરણ ઊંચુ આવે એ માટે તેઓ પ્રતિ વર્ષ યત્નશીલ રહેતા હતા. એ યુનિવર્સિટી માટે સરકારે

૧૯૪૭ની સાલમા જે સમિતિ નીમેલી તેના અધ્યક્ષ દાદાસાહેબ હતા એ યુનિવર્સિટી માટે તેમણે લાખ ઉપરાત રૂપિયાનુ દાન એકઠુ કર્યું હતું યુનિવર્સિટી દ્વારા જ્ઞાનવિજ્ઞાનની કઈ કઈ શાખાઓ કેવી રીતે વધારવી એ વિષે તેમને ચોક્કસ ખ્યાલો પણ હતા

આવી રીતે ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણેય કાળમા યુનિવર્સિટી ઉપર પિતૃપ્રેમનુ છત્ર ધરનાર દાદાસાહેબ જ તેના પ્રથમ ઉપકુલપતિ થવાને યોગ્ય હતા 'ગુજરાત વિશ્વવિદ્યાલય' સ્થાપવામા સૌથી અધિક પરિશ્રમ દાદાસાહેબે જ કર્યો છે' એવુ ય પ્રશસ્તિપત્ર દાદાસાહેબને તેમની જેમ જ ગુજરાત સાથે સમરસ બનેલા આચાર્ય કાલેલકરે આપેલ છે દાદાસાહેબના પણ મનમા આ સંસ્થાના ઉપકુલપતિ બનવાની સાત્ત્વિક અભિલાષા હતી એટલ જ નહિ, એ એક જ એવી અભિલાષા હતી કે જે તેમના જીવનમા ઉદ્ભવી હતી—કાનદાપ્રધાન કે ઉપરાષ્ટ્રપતિ કે એવા બીજા કોઈ સ્થાનની નહિ પણ તેમની એ સરળ સાત્ત્વિક અભિલાષા આખર સુધી અતૃપ્ત જ રહી રાજકીય જૂથબધીની તામસી પ્રવૃત્તિએ તેમની સાત્ત્વિક અભિલાષાને ધક્કો માર્યો માનવજીવન આવુ જ રહેવાનુ કોની તમામ ઇચ્છાઓ આજ સુધી પૂર્ણ થઈ છે?

દાદાસાહેબ જેટલા મહારાષ્ટ્રીય હતા તેટલા ગુજરાતી હતા અને તેટલા જ ભારતીય પણ હતા સમગ્ર ભારતની કેળવણીના વિકાસ પરત્વે તેમનુ લક્ષ રહેતુ તેમણે વડોદરા ખાતેની પોતાની જગા એક શાળાને ભેટ આપી હતી રાજપુર ખાતેની હાઈસ્કૂલને પણ તેમણે મદદ કરી હતી પૂનાની 'ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ'ની સસ્કૃત શાળા માટે ૨૫,૦૦૦ રૂપિયાની જરૂર હતી તે રકમ તેમણે એકઠી કરી આપવી એવી વિનતી મહારાષ્ટ્રીય નેતાઓએ તેમની સમક્ષ કરી ર ૩ સ્મરણપત્રો પણ આવ્યા એક દિવસે સવારે દાદાસાહેબ ઊઠ્યા અને તેમણે સાત પત્રો લખ્યા અમદાવાદના શ્રીમત મિત્રોને તે લખ્યા હતા દરેકે પાચ પાચ હજાર રૂપિયા સંસ્કૃત વિદ્યા

માટે આપવા એવી વિનતી દાદાસાહેબે કરી હતી તેમની અટકળ એવી હતી કે એક બે જણ જો 'ના' પાડી દેશે તો પણ એ રકમ પૂરી થઈ જશે પરંતુ તેમનો પ્રભાવ એવો વિલક્ષણ કે સાતે જણાએ પાચ-પાચ હજારના ચેક મોકલ્યા, અને તે પણ તે જ દિવસે! દાદાસાહેબે ૩૫,૦૦૦ રૂપિયાની એ રકમ 'ટિળક વિદ્યાપીઠ' ઉપર મોકલી આપી સાર્વજનિક કામ માટે લાખો રૂપિયા જોતજોતામા ઊભા કરવા તે દાદાસાહેબને માટે પ્રમાણમા સહેલી વાત હતી

દાદાસાહેબનુ દાન એટલે ગીતામાના સાત્વિક દાનનુ ઉદાહરણ જ ૧૯૫૫ના મે મહિનામા એમને કાને વાત આવી કે મહારાષ્ટ્રના વયોવૃદ્ધ ઇતિહાસ સશોધક શ્રીયુત વા સિ બેન્દ્રે, તુકારામચરિતનુ સશોધન કરી રહ્યા છે થોડા વખત પછી દાદાસાહેબ પૂના ગયા હતા ત્યારે સામે ચાલીને તેમના ઘેર ગયા, તેમના કામની ઝીણીઝીણી માહિતી તેમણે મેળવી, અને એક બે મહિનાની અદર પાચ હજાર રૂપિયાની ભેટ બેન્દ્રેના ઘેર સામે પગલે આવીને ઊભી! દાદાસાહેબનુ દાન તે આવુ 'देशे काले च पात्रे च' આપવાનુ, એટલે સામી કોઈ પણ અપેક્ષા રાખ્યા વિના આપેલુ હોય—'असत्कृत, अवज्ञात' એવુ નહિ, ઊલટુ 'અયાચિત હોય 'વધારે પૈસાની જરૂર જણાય તો જરૂર માગણી કરજો' એવી સહૃદય સૂચના પણ તેઓ આપતા

પોતે જે શાળામા અભ્યાસ કરતા હતા તેમાના એક શિક્ષકનુ મૃત્યુ થએલુ તેની પત્નીને દાદાસાહેબ, દર મહિને ૫૦ રૂપિયા, જીવ્યા ત્યા સુધી અચૂક મોકલાવતા હતા આવા 'ગુપ્ત દાનો' તેમણે કેટલાયે કર્યા હશે તે તો એ જ જાણે

દાદાસાહેબનુ જીવન એટલે મહારાષ્ટ્રભૂમિ અને ગુર્જરભૂમિનુ સમિલન જ! સાદાઈ, સ્વાભિમાન, શ્રમપરાયણતા અને ત્યાગ એ મહારાષ્ટ્રીય ગુણોનુ ક્રીડાગણ તેમના અત કરણમા જેવુ શોભતુ હતુ

તેવું જ હિસાબની બાબતમાં કુશળતા, નિયમિતપણું, મધુરતા, વ્યવહારચાતુર્ય, ઉદારતા વગેરે ગુજરાતી ગુણોનો ભાગ પણ તેમાં ખીલેલો હતો. પાઈપાઈનો હિસાબ રાખવાની કરકસર વૃત્તિ જેમ તેમનામાં હતી તેવી જ હજારો રૂપિયાની દાન કરવાની ઉદાર બુદ્ધિ પણ તેમનામાં હતી તેમના જીવનને એક ગુજરાતી લેખકે 'જનહિતાર્થે મફત દવાખાનું' એવી ઉપમા આપી છે. ગુજરાતી જનતાનો તેમના પર ખૂબ વિશ્વાસ હતો અને તેમ છતાં ગુજરાતી ઉદ્યોગપતિઓ તેમની મૂઠીમાં હતા એમ કહીએ તો ચાલે.

મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઈ પટેલ આ ત્રણ નેતાઓની હરોળમાં ગુજરાતી જનતાએ દાદાસાહેબ માવળંકરને બેસાડ્યા હતા. સકલ ગુજરાતી અને સકલ મહારાષ્ટ્રીય મળીને જે મહાદ્વિભાષિક નિર્માણ કરવામાં આવ્યું તેના નેતારથાને એટલું જ નહિ પણ રાજ્યપાલપદે બેસવા લાયક દાદાસાહેબ જેવો બન્નેને કબૂલ એવો નેતા મળવો મુશ્કેલ! પરંતુ કાળ જ આડે આવ્યો.

ગુજરાતની, મહારાષ્ટ્રની, ભારતની નિર્લોભ અને સક્રિય સેવા સતત ચાળીશ વર્ષ પર્યંત કરનાર દાદાસાહેબનું શરીર દિવસે દિવસે શ્રમિત થતું ગયું. ૧૯૪૩થી શરીરને શોષવાનુ કામ મધુમેહ નામનો રોગ કરતો હતો જ, એના સમમાં ૧૯૫૨થી હૃદયરોગ થયો. મધુમેહને લીધે તેમને હમેશાં પરેજી પાળવી પડતી. ચા અને દૂધ ખાંડ વિનાના જ લેતા અમદાવાદ ગયા ત્યારથી ૨૪ વર્ષ સુધી તેઓ નિયમિત સવારે સાબરમતી નદીએ સ્નાન કરવા જતા, વ્યાયામ કરતા અને સવારે જ મહત્ત્વના કામો પતાવતા

હરરોજ ૧૬–૧૬, ૧૮–૧૮ કલાક કામ કરનાર શરીર, આ બે રોગની કાતરમાં સપડાયું. લોકસભામાં અધ્યક્ષની ખુરશી ઉપર પણ દાદાસાહેબ બધો વખત બેસી શકતા નહિ. પરંતુ વડા પ્રધાન વગેરેએ

તેમને અધ્યક્ષ તરીકે રહેવાનો આગ્રહ કર્યો ત્યારે બે-ત્રણ કલાક જ અધ્યક્ષસ્થાને બેસીને ઘેર જતા. પણ ઘેર ગયા એટલે તેમને આરામ શાનો મળે? દિલ્હીમા '૨૦, અકબર રોડ' એ એમનો બંગલો પ્રાંતિપ્રાંતના કાર્યકર્તાઓથી સદૈવ ગાજતો હોય ભોજન લેતા પણ મુલાકાતો વાટાઘાટોનું કામ ચાલુ હોય. વરસે દહાડે પાચ છ હજાર પત્રો આવતા અને તેમના તત્કાળ, સવિસ્તર અને આસ્થાપૂર્ણ પ્રત્યુત્તર જતા. તેમનું મન સદૈવ ઉલ્લાસી હોય, પરતુ શરીર ધીરેધીરે ઘસાતું જતું હતું. અને આખરે—

૧૯૫૬ની સાલનો ફેબ્રુઆરી મહિનો. દાદાસાહેબ હૈદ્રાબાદ આંધ્રમા પ્રવાસ પૂરો કરી અમદાવાદ પાછા આવ્યા હતા. ડૉકટરોની દવા ચાલુ જ હતી. શ્રીમતી પણ શુશ્રૂષા કરતા હતા. 'હવે તબિયત સારી છે ચિંતા કરવાનુ કારણ નથી. હવે પછી તબિયત વિષે બુલેટિન કાઢવાનુ પણ કારણ નથી' એવુ બુલેટિન ડૉકટરોએ કાઢ્યુ

અને સાચે જ! ત્યાર પછી બુલેટિન કાઢવાનું કારણ રહ્યુ નહિ તબિયત સુધરી પણ પરિસ્થિતિ એકદમ બગડી તા. ૨૭ ફેબ્રુઆરીના દિવસે અમદાવાદમાં કદીય ન થયો હોય તેવો વાદળોનો ગડગડાટ શરૂ થયો. પવનનું તોફાન ઊપડ્યુ—વરસાદ મૂશળધાર તૂટી પડચો! સમગ્ર કુદરત જ જાણે કોપાયમાન થઈ. સૃષ્ટિએ આવુ રૌદ્ર સ્વરૂપ ધારણ ન કર્યું હોત તો દાદાસાહેબ આ ઘાતમાથી બચી ગયા હોત. પ્રભુની ઇચ્છા!

> 'गडगडाट जयकारच होता देवानी केलेला।
> पुण्यजीव जो पाचारी प्रभु उघडुनि स्वर्गद्वारा।
> वास्तव्य इहलोकीं जयाच्या पावन भूमि झाली
> स्पर्शाया तिज वर्षित धारा स्वर्गंगा क्षण वळली॥'

આ સ્વર્ગગગામા સ્નાન કરવા માટે દાદાસાહેબનો પવિત્ર જીવ પ્રભાતે સાત અને પચાસ મિનિટે ઇહલોકમાથી ઊડી ગયો આપણુ જીવન જાણે સ્ટેશન ઉપરના વેઇટિંગ રૂમ જેવુ છે. આગગાડી આવે ત્યા સુધી જ

ત્યાં બેસવાનુ, બધો સરસામાન સંભાળીને ઊતરવાની તૈયારીથી જ ત્યાં બેસવાનું મુસાફરખાનામાંનો મુકામ પૂરો થયો એટલે ગ્યો ઉતારુ શાંત બેસી રહેશે? ગાડીની સિસોટી કાને પડતા જ તેનુ મન આનદિત થઈ જાય છે તેવી જ સ્થિતિ મૃત્યુ વિશે વિવેકી જનોની। શુદ્ધ જીવન જીવનારા અને કૃતકૃત્ય બનેલા વિચારવત માણુસો મૃત્યુને પ્રસન્ન મને જ ભેટે છે દાદાસાહેબ એ જ ઊંચી કોટિના હતા તેમનું જીવન ધન્ય હતુ—અને તેનુ જ તેમનુ મૃત્યુ પણ ધન્ય બન્યુ

સપ્તર્ષિના આરે આ રાજર્ષિના દેહને અગ્નિસ્નાન કરવામા આવ્યું 'સેવા કુટિર'થી નીકળેલ તેમની સ્મશાનયાત્રા બપોરે બાર વાગ્યાથી સાજના પાચ વાગ્યા સુધી ચાલતી હતી તેમા હજારો લોકોએ કુતજ્ઞતાથી ભાગ લીધેલો અને ઘેરઘેરથી હજારો સ્ત્રીપુરુષોએ પોતાની શ્રદ્ધાજલિ દાદા સાહેબના સેવાશીલ દેહ ઉપર અર્પણ કરી હતી

આ અન્ત્યયાત્રામા જેમ હિન્દુઓ હતા તેમ મુસલમાન પણ હતા જેમ મહારાષ્ટ્રીય હતા તેમ ગુજરાતી પણ હતા ૯૮ વર્ષની ઉંમરના મહત પણ હતા દાદાસાહેબે પુનર્જન્મ આપેલો ધાડપાડુ મોતી ઝીણા આસુ સારતો હતો, તો સ્નેહદોરથી દાદાસાહેબના આત્મીય બનેલા ઉદ્યોગપતિ કસ્તુરભાઈ ધ્રૂસકે ધ્રૂસકે રડતા હતા

મૃત્યુ સમયે દાદાસાહેબ લોકસભાના અધ્યક્ષ હતા—સરકારમા ઉચ્ચ સ્થાને હતા એટલે પોલીસોની ઘોડેસવારોની ટુકડી પણ સ્મશાન યાત્રામા સામેલ થઈ હતી

મધ્યાકાળનો સમય હતો ૫૦,૦૦૦ લોકોનુ દુઃખપૂર્ણ સરઘસ ભારે પગલે સપ્તર્ષિના આરે આવ્યું ચદનની ચિતા ઉપર દાદાસાહેબનો પાર્થિવ દેહ મૂકવામા આવ્યો એના ઉપર મણના ઘીની ધાર કરવામા આવી. મુબઈ રાજ્યના મુખ્ય પ્રધાન માનનીય મોરારજી દેસાઈએ દાદાસાહેબને અજલિ આપતું પ્રવચન કર્યું બધાના અતઃકરણ શોકપૂર્ણ બન્યા દેશની

તમામ ધારાસભાઓનું કામકાજ દુઃખ વ્યક્ત કરવા માટે મોકૂફ રહ્યું. દિલ્હીની લોકસભામાં પંડિત નેહરુએ શોક-કંપિત અવાજે જાહેર કર્યું: 'આપણી લોકસભાના પિતા આજે કાળધર્મ પામ્યા'. આ ઉપરાંત કેટલાંય શોકપૂર્ણ ભાષણ થયા બાદ લોકસભાની બેઠક પણ મોકૂફ રાખવામાં આવી. સમગ્ર દેશ ઉપર દુઃખની છાયા ફેલાઈ. ગાંધીજીનાં ૯૦ વર્ષનાં બહેન રળિયાતબહેને પણ સાંત્વનનો સંદેશો મોકલ્યો.

દાદાસાહેબના અવસાન પછી તેમનાં પત્ની સુશીલાબહેનને લોકસભાનાં સભાસદ તરીકે સર્વાનુમતે ચૂંટવામાં આવ્યાં. તા. ૭ સપ્ટેમ્બર ૧૯૫૬ને રોજ વડા પ્રધાન પંડિત નેહરુએ દાદાસાહેબનું તૈલચિત્ર દિલ્હીની લોકસભામાં ખુલ્લું મૂક્યું અને સ્વતંત્ર ભારતના આ પહેલા સ્પીકરની સચ્ચરિત અને પ્રેરણાદાયક સ્મૃતિ શાશ્વત સ્વરૂપમાં ભારત સમક્ષ ખડી કરી.



# પરિશિષ્ટ

## ૭ ગણેશ વાસુદેવ માવળંકર

## ચરિત્ર-પટ

| વર્ષ | વિગત |
|---|---|
| ૧૮૮૮ | જન્મ, વડોદરામા, તા ૨૭ નવેંબર ને રોજ |
| ૧૯૦૪ | મૅટ્રિક |
| ૧૯૦૮ | બી એ |
| ૧૯૧૧ | એલ્ એલ્ બી (પ્રથમ વર્ગમા) |
| ૧૯૧૩ | વકીલાતની શરૂઆત, અમદાવાદમા |
| ૧૯૧૬ | 'ગુજરાત સભા'ના મત્રી |
| ૧૯૧૭ | ખેડા સત્યાગ્રહમા સામેલ |
| ૧૯૧૮ | ગુજરાતમા ઈન્ફ્લુએન્ઝાના રોગચાળા વખતે લોકોની સેવા |
| ૧૯૧૯ | દુકાળગ્રસ્ત ગુજરાતી જનતાને સહાય<br>અમદાવાદ નગરપાલિકાના સભ્ય |
| ૧૯૨૧ | અસહકાર આંદોલનમા એક વર્ષ માટે વકીલાત છોડી<br>ગુજરાત વિદ્યાપીઠમા કાયદાના પ્રાધ્યાપક તરીકે અઢી વર્ષ સેવા<br>અમદાવાદમા મળેલા કૉંગ્રેસ-અધિવેશનની સ્વાગતસમિતિના મુખ્ય મત્રી |
| ૧૯૨૭ | ગુજરાતમાના દુકાળગ્રસ્ત લોકોને સહાય |
| ૧૯૩૦ | રાણપુર તપાસ સમિતિના પ્રમુખ<br>અમદાવાદ નગરપાલિકાના અધ્યક્ષ (સને ૧૯૩૦થી સને |

૧૯૩૩; ફરી, સને ૧૯૩૫ થી સને ૧૯૩૬).
કાનૂનભંગને કારણે કારાગૃહવાસ

૧૯૩૩ રત્નાગીરીમાં અટકાયતમાં—સોળ મહિના સુધી
૧૯૩૭ મુંબાઈ ધારાસભાના સ્પીકર
૧૯૪૦ વ્યક્તિગત સત્યાગ્રહ માટે જેલયાત્રા (તા. ૨૭ નવેંબર ૧૯૪૦થી તા. ૧૮ નવેંબર ૧૯૪૧)
૧૯૪૨ 'ક્વિટ્ ઇંડિયા' લડત વખતે અટકાયત (તા. ૯ ઑગસ્ટ ૧૯૪૨ થી તા. ૧૦ માર્ચ ૧૯૪૪)
૧૯૪૬ વડી ધારાસભાના પ્રમુખ (તા. ૨૪ જાન્યુઆરી ને રોજ)
૧૯૪૭ સ્વતંત્ર ભારતની પહેલી ધારાસભાના અધ્યક્ષ (તા. ૧૭ નવેંબર ને રોજ)
૧૯૫૦ લોકસભાના સ્પીકર (તા. ૨૬ જાન્યુઆરીથી)
કસ્તુરબા સ્મારક નિધિ અને ગાંધી સ્મારક નિધિ—એ બન્ને સંસ્થાઓના અધ્યક્ષ.
૧૯૫૨ લોકસભાના સ્પીકર તરીકે ચૂંટાયા
૧૯૫૬ અમદાવાદ ખાતે અવસાન (તા. ૨૭ ફેબ્રુઆરી ને રોજ)

* * *

## દાદાસાહેબ માવળંકરનાં કેટલાંક વિચારપુષ્પો

* 'દેશ અફાટ છે. કાર્યક્ષેત્ર પણ વિશાળ છે. દરેક કાર્યની કશીક ઉપયોગિતા પણ અવસ્ય છે જ તો પછી અંદરોઅંદર વાદવિવાદમા વખત અને શક્તિ શા સારુ બગાડવા?'
* 'દરેક જગ્યાએ અહંભાવને કારણે, સ્વાર્થને લીધે, મત્સરબુદ્ધિને કારણે આપણા ઝઘડાઓ થતા જેટલા, કમભાગ્યે, આપણે સામાજિક દૃષ્ટિએ પતિત છીએ.'

* 'મને જો અત્યારે શિક્ષણ પ્રધાનની જગ્યા મળે તો, પરદેશી માલ કાપડ પરદેશી કપડાં પહેરીને વિદ્યાર્થીઓ સમક્ષ ઊભા રહેવાની હિંમત કરનાર દરેક પર ... તાબડતોબ બરતરફીનો હુકમ છોડીશ'
* 'મને જો અડધો કલાક ગવર્નર નીમવામાં આવ્યો તો પહેલી ચીજ જે ... કરીશ તે એ કે ઘોડાની દોડ બંધ કરવી

* * *

## માવળંકરનું લેખન સાહિત્ય

ગુજરાતી (૧) માનવતાના ઝરણાં
(૨) સંસ્મરણો

मराठी (१) काहीं पाऊल—खंड १
(२) काहीं पाऊल—खंड २
(३) मानवतेचा पाझर
(४) माझा युरोपचा प्रवास

हिंदी (१) मानवता का झरना

English (1) My Life at the Bar
(2) My College Days
(3) Constitution of India

* * *

## દાદાસાહેબના કેટલાક પ્રવાસો

| | | |
|---|---|---|
| સ્વદેશ | ઈ સ ૧૯૩૩ | કાશ્મિર |
| | ઈ સ ૧૯૫૦ | કન્યાકુમારી |
| | ઈ સ ૧૯૫૩ | આસામ |
| | ઈ સ ૧૯૫૬ | આંધ્રપ્રદેશ |

પરદેશિ: ઈ. સ. ૧૯૨૮, ૧૯૪૮, ૧૯૫૦, ૧૯૫૩ બ્રિટન
ઈ સ ૧૯૫૨ કૅનેડા અને અમેરિકા
ઈ. સ. ૧૯૨૮, ૧૯૪૮ યુરોપ

* * *

## 'લોકસભાના પિતા'ને અંજલિઓ

**પંડિત જવાહરલાલ નેહરુ (વડા પ્રધાન):**

"માવળંકર લોકસભાના પિતા હતા, કોઈ વાર અમને સહાય કરતા તો કોઈ વાર અમને ઠપકો આપતા, પણ હમેશાં અમને યોગ્ય માર્ગ પર તેઓ દોરી જતા નવી પરંપરાઓ સ્થાપીને એમણે લોકશાહી જીવનને આકાર આપ્યો. સાચે જ તેઓ આ લોકસભાના માર્ગદર્શક દેવતા જ હતા. તેમના અવસાનથી આ લોકસભા કોઈ એક શિર-વિહોણા ધડ જેવી આજે દેખાય છે. ગાંધી નિધિ જેવી સંસ્થાઓનો વહીવટ કરતી વખતે તેઓ ઝીણવટભરી વિગતો તરફ પણ ધ્યાન આપતા એમની આવી મૂલગ્રાહી અને સર્વસ્પર્શી કાર્યપદ્ધતિનો કેટલાકને કંટાળો લાગતો. પણ જાહેર નાણાની બાબતમા જેટલી દક્ષતા લેવાય તેટલી ઓછી છે. માવળંકરની સુજનતા, એમનો શાંત સ્વભાવ અને એમની નિશ્ચયવૃત્તિ, એ ગુણો આદર્શ હતા. લોકસભામાના સહુ સભ્યોને જોડનાર સેતુ તરીકે એમણે મહત્ત્વનું કાર્ય કર્યું છે. એમના વ્યક્તિત્વની છાપ અને પ્રતિમા લોકસભા પર પડેલી સ્પષ્ટ દેખાય છે. માવળંકરના નિધનથી આપણે અનાથ બન્યા છીએ"

**ડૉ. રાજેન્દ્ર પ્રસાદ (રાષ્ટ્રપ્રમુખ):**

"જે જે કાર્યમા તેઓ લાગી જતા તે તે કાર્ય સર્વાંગ પરિપૂર્ણ કરવા સારુ તેઓ પ્રથામણ કરતા."

**શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારી (પ્રથમ ભારતીય ગવર્નર-જનરલ):**
"માવળંકર એટલે અત્યંત કાર્યદક્ષ અને પ્રામાણિક મહાપુરુષ."

**પ્રોફેસર હિરેન મુકરજી (સામ્યવાદી નેતા અને પાર્લમેન્ટ સભ્ય):**
"હવે સ્પીકરની આ ખુરસી પર એ હસતો ચહેરો, એ રૂઆબદાર ચાલચલગત, સંવાદો-વાતચીતોમાંની એ પ્રતિભા અને એકંદર વ્યક્તિત્વની શાન હવે પછી કયારેય જોવા નહીં મળે, એનો વિચાર મનમાં આવતાં દુઃખ થાય છે."

**શ્રી ગોપાલન (સામ્યવાદી નેતા અને પાર્લમેન્ટ સભ્ય):**
"માવળંકર જેવા પ્રચંડ પુરુષો અસ્ત પામી રહ્યા છે, પણ એમની જગ્યા લેનારા માણસો દૂર ક્ષિતિજ પર પણ દેખાતા નથી."

**શ્રી અટલ બિહારી બાજપાઈ (જનસંઘના નેતા અને પાર્લમેન્ટ સભ્ય):**
"આપણી સંસ્કૃતિમાં જે જે કાંઈ ઉદાત્ત છે એ તમામની સગુણ મૂર્તિ એટલે દાદાસાહેબ માવળંકર."

**'એશિયન રેકોર્ડર' (અંગ્રેજી સંદર્ભ સાપ્તાહિક):**
"સમગ્ર વિશ્વમાંના ઉત્તમ અધ્યક્ષોમાં માવળંકરની ગણના અવશ્ય થાય છે."

**કૅનેડાની પાર્લમેન્ટના સ્પીકર:**
"રાષ્ટ્રકુટુંબમાંની બધી સંસદોની શ્રી. માવળંકરે ખૂબ મોટી સેવા કરી હતી."

**આચાર્ય કાકાસાહેબ કાલેલકર:**
"સ્વરાજ્યના ઇતિહાસમાં દાદાસાહેબનું નામ સુવર્ણાક્ષરે અંકિત થઈ ચૂકયું છે. ધર્મ, અર્થ અને કામના યથોચિત સેવન વડે તેઓ મોક્ષની યાત્રાના અધિકારી બન્યા."

*